# હોમલો હાઊ

અથવા

## અંતે ધર્મે જય.



નાટક ૩ અંકી.

આલફ્રેડ નાટક મંડળીને માટે

રચનાર

ન્હાનાભાઈ રૂસ્તમજી રાણીના.



# HOMLO HÁU

OR

## CHEATING PLAY NEVER THRIVES.

A COMEDY, IN THREE ACTS

BY

NÁNÁBHAI RASTAMJI RÁNINÁ.

મુંબઈ:
ન્હા. રૂ. રાણીનાના યુનિયન પ્રેસમાં છાપ્યોછે.
કિંમત રૂ ૧.

૩૨૫૦

"જાણવા જોગ છુપી વાતો" એવે નામના એક ઈંગ્રેજી લખાણનો આધાર પકડી, પારસી સંસારને લાયકનો ઘણોક ફેરફાર ને વધારો ઘટાડો કરી, આ નાટક ઉભો કર્યોછે. આ નાટકના લખાણમાં જે ભાષા વાપરીછે તે પારસી કુટુંબોમાં વપરાતી સાધારણ ભાષા છે. આ ખેલ જોકે પારસીઓને લાગુ પાડીને રચ્યોછે, તોપણ તેની રચના કે બાબદમાં એવું કશું ખાસપણું નથી કે જે ફક્ત પારસીઓનેજ લાગુ પડ: એ ખેલની રચના, તેની તોડ જોડ અને તેમાં સમાએલી બાબદ, દરેક ને સઘળી કોમનાં લોકોને એકસરખી રીતે લાગુ પડ એવી છે. ઘટતી રીતે જ્યાં લાગુ પડે ત્યાં ગાયનો દાખલ કરવાથી નાટકમાં વધારે રસ આવેછે, પણ જ્યાં લાગુ ન પડે ત્યાં પણ તાણી તોડીને ગાયનો દાખલ કરવાની વાત મને પોતાને પસંદ પડતી નથી, તેટલું છતાં, ફક્ત ગાયનના શોકીનોનો ગાયન સંબંધી શોખ કેટલેક દરજે પુરો પાડવાની મકસદથી, આ ખેલમાં કેટલાંક ગાયનોની જગા કરવાની ફરજ પડીછે, ને બનતાં સુધી બંદ બેસતી જગ્યા પરજ ગાયનો ગોઠવવાની મેં ઘણી કાળજી રાખી છે તે છતાં હું તેમાં પૂરેપૂરો ફાવ્યો હોઉં એમ મને લાગતું નથી. આ ખેલ લખાઈ રહેવા પછી, આલફ્રેડ મંડળીના માલેકોએ, તેમાં મુખ્ય કરી તેના એક માલેક મારા મિત્ર ભાઈ ધનજીભાઈ નસરવાનજી માસ્તરે, તેમાં કેટલેક પસંદ પડતો ફેરફાર કર્યોછે, તેમજ એક ગાયનકાર તરીકે આપણી વસ્તીમાં પ્રખ્યાત થયલા મારા મિત્ર ફીરોઝ, તે ભાઈ ફીરોજશાહ રૂસ્તમજી બાટલીવાલાએ, મારી અરજ ઉપરથી, આ ખેલને માટે ખાસ નવાં ગીતો જોડી આપ્યાંછે—તે બંને મિત્રોનો હું આ ઠેકાણે ઉપકાર માનવાની મારી ફરજ સમજુંછું.

નાટક જેવાં લખાણની તોડ જોડ ને તેનો આગળ પાછલનો સંબંધ જાળવી રાખી તેને સીલસીલાબંધ ઉતારતાં, આ નાટકના કેટલાક પ્રવેશો ઘણા લાંબા થઈ ગયાછે, ને જોકે સાધારણ વાંચન તરીકે તે ઠીક રીતે પસાર થાય તેવા છે, તોપણ નાટક તરીકે ભજવતાં ઘણો વખત નીકળી જાય, એમ હોવાથી તેવા લાંબા પ્રવેશો વગેરેને, ચોકસ વખતની હદપર લાવી મુકવા માટે, નાટક તખ્તા ઉપર ભજવી દેખાડતી વખતે તેમાં કેટલીક જગાપર કાપકુપ કરીનેજ ભજવવાની ફરજ પડશે, એટલો ખુલાસો આ ઠેકાણે કરવાને વાજબી ધારૂંછું.

ન્હા૦ રૂ૦ રાણીના.

તા૦ ૩૧ મી મારચ ૧૮૮૮.

# હોમલો હાઉ.

## નાટક પાત્ર.

**હોમલો હાઉ** .. એક સુફેદ ઠગ.

**સોરાબ** ...... બેહેસ્તી નવલશા નવલખીનો એકપુરો દીકરો.

**કાઉખાં** ...... દલેહર જંગના ખાનદાનનો એક નબીરો.

**રૂસ્તમ** ...... હોમજા હાઉનો ભત્રીજો—એક લીલાંઉંવાળો.

**શાપુર.** ...... નવલશા નવલખીનો માજી કારભારી.

**દોલી** ........ શાપુરનો ભત્રીજો—એક ડાકટર.

**એદલ હરીમ** .. હોમલા હાઉનો માનીતો કરતોકારવતો.

**મેહેરાં.** ...... સોરાબની ધણિયાણી.

**ગુલાં** ........ બેહેસ્તી મેહેરવાન મરચાંની દીકરી.

**સુના** ........ મેહેરાંની દાસી.

**નોકર નફરો, રામશગરો વગેરે.**

# હોમલો હાઉ ૩૨૫૦

અથવા

## અંતે ધર્મે જય.

---

## અંક ૧ લો.

---

### પ્રવેશ ૧ લો.

મુંબઈ—નવલખીના ઘરમાંનો એક ઓરડો. સોરાબ
કંઈ ઉંડા વીચારમાં બેઠેલો દેખાયછે.

(રાહ—હે જગદીશા દીનદયાળા નમિતો તવ ચરણાલા.)

**સોરાબ**—દુશમનના કાવાદાવાએ પડયો વિખુટો યારો,
મુખ પિતાતણું જોવાનો તો રહ્યો ઓરતો મારો;
કિસમતનો ફુટો——ફેજદાથી પણ હું ટુટો. ૧.
મ્હા જંજાલી આય જગતની તજી ગયારે ચાલી,
નેક મુકામ તેમના અશો રૂહને બક્ષો વાલી;
રાખો આરામે——જિન્નતનાં રૂડાં ઠામે. ૨.

[મેહેરાં ધીમે પગલે દાખલ થઈ તેની બોરદુમાં
તે ન જાણે તેમ ઉભી થઈ રહેછે.

**સોરાબ**—(મેહેરાં પર નજર પડતાં) મેહેર, આજે શો રોજ થયો?

**મેહેર**—આજે તો (આંગળી પર ગણીને) જમીઆદ રોજ.

**સોરાબ**—બરાબર એક મહીનાની વાત પર મારા બેહેસ્તનશીન બાપ આજે આએ ઓરડામાં, કદાચ આએજ તેવણની માનીતી ખુરસી પર બેઠેલા હોશે.

**મેહેર**—જીગર, કાલે આપરે જંગબારની સ્ટીમર પરથી ઉતરી અંહી પગ મેલ્યોછ ત્યારના તમારા બાપનું નામ તમે હરદમ યાદ કર્યા કરોછ. બનવાનું હતું તે બન્યું, હવે તેને વાસતે ગમગીન થયા કરવાથી શું વળવાનું?

સોરાબ—શું કરૂં મેહેર, મારા તે જીનતગુજીન મુરબ્બી. જાણે મારી આંખોની સામેની સામેજ આવ્યા કરેછે. અરે! તેપણ છેલ્લી ઘડીએ હું તેવણનું મ્હોડુંબી જોવા નહી પામ્યો!

મેહેર—જ્યારે તમારા બાપ ઉપર તમુને એટલું બધું હેત હુતું ત્યારે તો તમારે હુલડાઈ કરી જંગબાર તરફ નીકળી આવવુંજ નહી હુતું.

સોરાબ—ડીઅર, તુને કહી ચુકોછ અને ફરીને કહુંછ કે મેં બીલકુલ હુલડાઈ કીધી નથી. મારા બાપનું મારી પર હેત હુતું ને હું મારા બાપને ચાહતોતો. એમ અમે ઘણાં વરસ સુખમાં ગુજાર્યાંતાં, પણ ત્યાર બાદ મારા બાપના કોઈ મુજી દોસ્તે, ખુદા માલમ શાને સારૂ, મારે થકી મારા બાપને ઉલટું સુલટું સમજાવી મારા પરથી તેવણનો એટલો બધો તો મનઉતારો કરાવી નાખ્યો કે મારાથી આ બાપીકાં છાપરાં તળે વધુવાર રહેવાઈ શકાયું નહી અને તેથીજ લાચારીએ હું દેશેદેશ રખડતો સેવટે જંગબાર આવી તારા બેહેસ્તી બાપની પહેડી પર નોકરી રહ્યો ને કીસમતે જોર કીધાથી તું સરખી મનમોહન મોહરદાર પામી ઠર પડી ગીઓ. બોલ એમાં મારો વાંક શું થયો?

મેહેર—ખરેખર કેવું દુખ ભરીઉં સાંટક! મારા એકપુરા ભાઈ ઉપરબી તમારાજ જેવી મુસીબત ગુજરીછ! તમારેજ મીને મારો વહાલો ભાઈ કાઉખાંબી કેઠે ઠર પડી ગીઓ હોય તો કેવું સારૂં!

સોરાબ—મેહેર, તારા ભાઈ કાઉખાંને થકી તુને અવાર નવાર બળાપો કરતી જોઈ મેં બે ત્રણ વખ્ત તુને તેને વાસ્તે પુછયુંતું, પણ તે વાતના તો તેં અખાડાજ કર્યા કીધાછ, તેથી મને ઘણું અજબ લાગેછ. તે બીચારાને મેં નજરે જોયો તો નથી, પણ તેના હેવાલથી તો મને જરા વાકેફ કર.

મેહેર—શું કેહું, સોલ. તું જરા ઉછાંછલો છે તેથી મને બીહીક લાગેછ કે રખે તું કોઈ સાથ વીઓરૂં લઈ ઉઠે. પણ જો જીગર, તું જાણવાજ માગેછ તો હું તુને ટુંક કેફીઅત જણાઉંછ. મારો બેહેસ્તી બાપની પહેડીમાં અંહી મુંબઈમાં વસનારા એક પારસીનો ભાગ હુતો; તે ભાગ્યાઉપર મારા બાપનો એટલો બધો તો ભરૂસો હુતો કે જ્યારે જંગબારની પહેડી પર ગીઆ ત્યારે કંઈ કેટલું બધું નાણું ને શેર ને સરકારી નોટો સૌ મારા બાપે તે મુવા મુજી ભાગ્યાને રાખવા આપ્યુંતું. જંગબાર ગીઆ પછી હૈડાંના મરજથી બાવા એકાએક ને અણ-

ગુજરી ગીઆ કે તે મુવા ભાગ્યાએ બધી વાતના કાન પર હાથ મુક્યા કે મને કોઇ કાંઇ આપી ગીઉં નથી. તેથી મારો કાઉઆં તેની સાથે ખુબ લડયો—કોરટ ચહડયો, પણ કંઈ વાળ્યું નહી ને તે મુવો ઉલટો મારા ભાઈ પર કંઇ ખોટી શાક્ષી પુરવાનો અપરાધ મુકી તેની પર ફોજદારી ચલાવવા નીકળ્યો. અમારી પાસે પૈસાનું કંઈ જોર નહી ને અમારે માથે વાંસેબી કોઈ નહી તેથી બીચારા કાઉઆંને અંતે હારીને હાલ હાલ નાસી જવું પડયું.

**સોરાબ**—અરે ખોદા! તોબાહ! તે કરપીણ માણસ કોણ હુતો વારૂ?

**મેહેર**—પુરો મુકો તે મુવાના નામપર! મુવાં મુરદાં કંઈ જીવતાં થવાનાં હુતાં? હોશે, જે મુવો કરશે તે ભરશે—અમે તો હારી છુટયાં પણ ખુદા તેને પુછશે.

**સોરાબ**—પણ તેનું નામ કહેવામાં તુને શું અડચણ છે?

**મેહેર**—કેહેવશ, મારા ધણી, કેહેવશ. હમણા અધીરા પડવાનું કંઇ કારણ નથી. વખતવારે સઉ થઈ રેહેશે.

**સોરાબ**—ત્યારે તો એમ કે મારી ઉપર તુને વીશવાસ નથી.

**મેહેર**—(વાત ઉડાવી નાખવાની મતલબે) વારૂ બોલોની જોઉં, તમુને મારાપર વીશવાસ છે કે?

**સોરાબ**—અલબત, પુરેપુરો.

**મેહેર**—ઠીક છે ત્યારે, હું તમુને તે બધી વાત પછી માંડીને કેહેવસ, તેટલાં મને આટલું કેહેવોની કે હું જ્યારે આએ ઓરડામાં આવી ત્યારે તમે કંઈ ઘણાજ ઊંડા અંદેશામાં ગરક થઈ ગીઆ હોવો તેવું લાગતુંતું તે અંદેશો શાનો હુતો વારૂ?

**સોરાબ**—(નીશાસો નાખી) કોઇ નાપેકારોના કાવાદાવાથી પોતાની જીંદગીમાં તો મારા બાપે મને ઓવારનીવાર કરી દેશવટો આપ્યોતો, પણ જો તેજ કેહેરને વશ રહીને મરતી વખતેબી મને પોતાના ફરજંદ દાખલ નાકબુલ કરી વારસા હીસ્સામાંથી રદ બાતલ કીધો હોશે તો તારા જેવી એક ફરેસ્તાઈ ખસલત નારને ઠાઠમાઠ ને મોજમઝામાં રાખી સુખી સુખ્યારી કરી અરસપરસના હેત પ્રીતનો વધારો કેમ કરી શકશ તેનો અંદેશો કરતોતો.

**મેહેર**—ત્યારે શું તમે એમ સમજોછ કે ઠાઠમાઠ ને મોજમઝા હોશે તોજ આપણે સુખી સુખીઆરાં ને હેત પરીતથી રહીશું ને નહી તો નહી?

સોરાબ—નહી, નહી, તેમ તો નહીજ પણ જોની——

મેહેર—જોઉં તે શું? ત્યારે તમારા વીચાર પ્રમાણે તો ધણી ધણીઆણીનું તમામ સુખ પૈસાટકા ને મોજમઝામાંજ સમાઈ રહેલું લાગેછ. નહી, નહી, મારા વહાલા ખાવીંદ, એમ સમજવામાં તમારી ભુલ છે. વર બૈયર વચ્ચે એકદીલી ભર્યો એખલાસ હોય તો તેના જેવું સુખ ને મોજ બીજી કંઈ નથી.

સોરાબ—તું કેહેછ તે બધું ખરૂં છે, મારા જાન, પણ——

મેહેર—પણ બણ કંઈ નહી. હું જે તમારી સાથે પરણીછ તે તમારે ખાતર, ને નહી કે તમારા પૈસાને ખાતર. ગરીબ સંસારે તમારી તરફથી મળતાં નીમક રોટીનાં ભોજન તથા સાદા પેહેરવાસમાં, મારે મહીરે ઘેરનાં ગોશ મરઘીનાં ખાનાં તથા ભભકાદાર પોશાગ ને ઘરેણાં ગાંઠાં કરતાં હું વધારે સુખ માનુંછ. મારૂં મોટાંમાં મોટું સુખ તમારી તરફની મોહબતના મીઠા સખુનોમાં સમાયલું સમજુંછ, બીજાં કશામાં નહીં. [સુના આવીને કંઈ કામે વળગેછ.

સોરાબ—પ્યારી, તું મારા બોલવાની મકસદ બરાબર સમજી નથી. મને જે અંદેશો થાયછ તે એ કે આપણી હાલત ઘણીજ બતંગ છે. જંગબારમાં આપણે માથાં ઉપર વારૂં કરજ મુકી આયાંછ.

ઈંગ્રેજી રાહ—"My Grandfather's Clock."

સોરાબ—પૈસા વિન તો સબડી જ્હાંનમાં—કરજે નિભશે કયમ લાજ
મેહેર—અયકીન ધરો નિત યજદાંનમાં—બસ તુર્ત સુધરશે કાજ
સોરાબ—જિવતે જો અરે— મુજ પિદર ખરે;
ધનની રેહતે કઈ આસ.
મેહેર—બસ એક નેક દ્યાનતે ખરે;
નહિ રેહશો નિરાસ.
સોરાબ—શુભ વાત કહિછ તો—સાચી ખાસ
પણ મૌજ ઈજત જો—પૈસો પાસ
મેહેર—બસ એક નેક દ્યાનતે ખરે;
નહિ રેહશો નિરાસ.

[ઈરાની ચાકર આવેછ.

ઈરાની—એઈ શેઠ, કોઈ બધા સુજી ગીએલા પારસી છે તે તુને મળવા આવીછ.

મેહેર—સુઝેલો પારસી?

ઈરાની—હા, હા. સુજેલા ને નકરા જાણે બાફેલા મોટા પપેટા જેવા છે!

સોરાબ—બાફેલા પપેટા જેવા છે! બોલાવ, બોલાવ તેને અંહી. (ઈરાની જાએછ) એ સુઝેલો પારસી કોણ હોશે? [એદલ હરીમ આવેછ.

એદલ—સોરાબશા નવલશા નવલખી તમે કે? લઓ, મારા શેઠ હોરમજીએ ચીઠી આપીછ. (ચીઠી ઉખેડી સોરાબ વાંચેછ તેટલાં) એ આએ માખણના લોંધા જેવી ભૈરી કોણ હોશે? જરા જોઉં તો ખરો. (સુના આગળ જઈ) આએ તમેબી શેઠની સાથે જંગબારથી આએવાં કે!

સુના—હોઉવે. તમારી બોલી પરથી ભરૂચા લાગોછ.

એદલ—હોઉવે. તમેબી તાંનાંજ કે?

સુના—હોઉવે. તમે કોણના ખાનદાનના?

એદલ—અમે પાજનીગરા કેવાઈએ. ધાધાભાઈ મોગરીખાઉને ઓરએખો? તેનો——

સુના—ધાધાભાઈ મોગરીખાઉ તો સેતાનના પેસીનો બંદવી.

એદલ—હા, તેજ. ને હું તેનોબી બંદવી થાંઉ. મારૂં નામ એદલ હરીમ. હવે તમે કોણ?

સુના—હું ભેરામ સાંવડાની ધીકરી તે——

એદલ—ભેરાંમ સાંવડો! હં, ઓરએખો, ઓરએખો. દાલા દઉવાનો વેવાઈ. તેની તમે ધીકરી? વારૂં ને તમારા રંડોઆનું નામ શું?

સુના—કાવસ ચલો.

એદલ—ધનજી ગેંડાનો મામો? તે તો ભચારો ભેરામો ગીઓ.

સુના—હા, તણ ચાર વરસ થયાં.

એદલ—તે હજુ તમે નાતરૂં ભાતરૂં કરતાં નઈ કે?

સુના—(ફફડીને) આએ મરમર અભાગીઆના ભપાવા.

[ત્યાંથી ચાલી જાયછ.

સોરાબ—(વાંચતાં વાંચતાં અટકી) શુગર દાદગર તારી મેહેરબાનીના!

[મનમાંજ વાંચેછ.

એદલ—(એક તરફ) અંહ! આએ તો ગળે તોક ઓરવતો આએવોછ. ચાલ મારા શેઠનો બેરો પાર ને સાથે લાગો મારોબી બેરો પાર. માંદાને જોઇતુંતું તેવું વૈદ ફરમાએવું. શું એનો ઠોરો ને શું મરોડ! ગામમાં કંઈ ઢગલે ઢગલા એસકી ને ફાંકડી બૈરીઆ પડલી છે તો મારે ફાલે તેમાંની એકબી નહી આવી! મારાબી બાપે બૈરી અપાવીછની! નરી જાને કારી કારી બેંસ! એની આંખ્ય કેવી મજાની છે. નકરાં જાણે તાજાં ચલકતાં જાંબુ! કાન તો જાણે કોઇ હુશીયાર ગોરાણીએ વણેલાં કુમરાં કુમરાં ચીટીઆં! એના ગાલ જોઉછ કે મને તાડીનાં ખીલવેલાં સાંધરાં યાદ આવેછ. ઓ મારા ખુદાયજી બાપ, એવી એક બૈરી મને આપ. પણ રાંડ મારી પેલી બેંસ તાકો ઘડી કરે તવારે કની? બાકી આજે તો મારા જેવાની સાથેબી કોઇ આવશે તો બે પાંચ હજાર લેતીજ આવશે. પણ આએ બૈરી કંઈ ઓળખાણમાં આવેછ ખરી. (ચશમો લટકાવી) કોણરે! કોણરે! અરે હા-હા-હા એ તો પેલા કાઉખાંની બેહેન. શાબાશ! શાબાશ!

સોરાબ—(ખુશ ચહેરે) ભાઇ, તારા શેઠને મારી સલામ સાથે કેહે કે સેવક અરધા કલાકમાં તમારી ખીદમતમાં હાજર થશે. (એદલ સલામ કરીને જાએછ.) (મેહેરને) મેહરાં, એક ખુશ ખબર કેહું? સાંભળ. (ચીઠી વાંચેછ) "ભાઈજી સાહેબ સોરાબજી, જત શ્રી જંગબારથી સહી સલામત આવી પુગાછ તે માટે ભાઈજીને મુબારકબાદી આપી જણાવવાની રજા લેઉછ કે તમારા મુરબ્બી ને મારા મરહુમ દોસ્ત શેઠ નવલશાહ નવલખીએ મરતી વખત એક વસીએત કરી હમોને તેના "એકઝીક્યુટર" ઠેરાવ્યા છે અને તે ઓહ્દાની રૂહે હું તમોને જણાવવાની રજા લેઉછ કે એક ચોકસ સરતે તે મરહુમ દોસ્ત પોતાની તમામ જંગમ તથા સ્થાવર અસકયામતના તમુને એકલાને વારેસ ઠરાવી ગયા છે; વાસ્તે હમારા ઘર તરફ એક ફેરો મારી જવાની તસદી લેશો તો તે વસીઅતને લગતી સઘળી હકીકતનો તમુને ખુલાસો મળશે."

સુના—ઓ મરસરે મારા ઓદાએજી પરથી. (હસેછ.)

સોરાબ—સુના, સુના, એ શું ઘીગાણું? (તે હસેછ.) છટ નાનસેનસ! એ તો વળી છેક બેહકી ગેઈ! ચુપ, મુગી રેહે.

સુના—(ટણકામાં) એહે એનાવો જો, વળી બાડ કરેછ તે. શું છે? મારાં અસરાફ બાઈજીના ધણીનો નશીબો. ઓદાયજીએ ઉઘાએરો

તો તે સાંભળીને હસુંબી નહી કે? ચાલો ચાલો તમેબી અમથા સેખી કરતા!

**સોરાબ**—મોહોડું બંધ કરેછ કે નહી?

**સુના**—લેઓજી. (મોહોડે હાથ દેઇને) આએ બંધ કીદું! મારા કાંઉખાન પરથી જીવ વખત ઓવરઈ જાંઉરે! તેણે મને એક દહાડે એક તુકારોબી નથી કહ્યો.

**મેહેર**—સુના, વારૂં નકામી કાંએ હારમાર થાયછ? જા, તું હમણા તો બીજા ઓરડામાં જા.

**સુના**—નથી જવાની.

**સોરાબ**—શું ચાહે પીએછ! નીકળ અંહીથી.

**સુના**—(ચારડાઇને) હુંબી તો ખરી કે તાં જઇને ખુબ હસું.
[જાએછ.

**મેહેર**—વહાલા, મારી ગરીબરી સુના પર ગુસ્સે ના થાવો. જુવાની એ જરા ભડભડ બોલી છે ને ભરૂચાંઓ જરા એંટાલ તો હોયજ. પણ બચપણથી મારી ઉપર એને એવી તો પ્રીત બાઝી ગેઇછ કે મારા વગર એને જરા ચાલે નહી. મારે દુખે એ દાઝેછ અને મારૂં સુખ જોઇને ખુશી થાયછ. મારી ઉપર પોતાનો જીવ પ્રાણ પાંથરી આપેછ અને તેથી તો મારા ઘેરમાં એ સૌની માંનીતી હુતી.

**સોરાબ**—પણ શું કરૂં, કોઇ કોઈ વખત એ છેક પવારે જાએછ તે મને બીલકુલ ગમતું નથી. પણ ખેર હવેથી હું એને નહી ધમકાઉં. ચાલ હવે હું મારા બાપના આએ એકઝીક્યુટર હોરમજી હાઉને મળતો આઉં, જોઇએ તો ખરા. [સુના આવીને ગુપચુપ એક ખુણામાં ઉભી રેહેછ.

**મેહેર**—કોણ? હોરમજ હાઉ? તે એકઝીક્યુટર! ખુદા ખેર કરે!

**સોરાબ**—કાંય? તું શું એ ધણીને ઓળખેછ કે?

**મેહેર**—હા, ઓળખુંછ, ઓળખુંછ. સારી પેઠે ઓળખુંછ.

**સુના**—(નીકળી આવી) એ સુવા બુઢા વરને નહી કોણ ઓળખતું? પાંચ વરસનું બચ્ચુંબી સુવાની નેકનામીના મરસીયા ગાયછ. એજ સુવા કાળા કરતુકના કરનાર લેઆનતી ભરેલા કુતરાએ મારી બાઈના હીરા જેવા ભાઈ કાઉખાંને, તેનું જે કંઈ હુતું તે બદું ગડાગીને, દેશવટો ધીદો તો! મરસરે મારા ભાઈ! તું જાં હોય તાં સુખી સુખીઆરો રેહેજે!

મેહેર—અરેરે ! અફસોસ ! ધરડાજીનેબી ગામમાં કોઇજ માલુ નહી કે આવા અધમ પાપીને વકીલ ઠરાવી ગયા ! કમબખ્તે સેંકડોનાં ઘેરબાર લુટયાંછ ને હજારો બાઇ બાવરીને હાથ ઘસતી કરી મુકીછ ! એવા મુજીના હાથમાં તમારી મુડી ગેઇછ તે મને તો ઘણાં ધસકાં છુટેછ !

સોરાબ—નસીબની વાત, એમાં મારો શું અખત્યાર ! એર, જે ખુદા કરશે તે ખરૂં. હું જરા જઇને જોઉં તો ખરો કે શું સમાચાર છે. સુના, તું મેહેર આગળજ રેહેજે, હું એમ્મે પાછો આવશ.

સુના—અરે જુઓ, મારૂં માનો જરા. તે બસ્તે ગીઆ હારેમનની સામણે મનેબી લઇ જાઓ. જો મુઓ કંઇબી તનપાંચ કરે તો જાનજાત ગએરાના ઘોસ ધરીને ખેંચી કાહું !

સોરાબ—સુના, બસ યાર બસ. હમે હમારાં દુખમાં અને અફસોસમાં બેજાર થઇ રહ્યાંછ તાંહાં તું કાંય નાહેક જીવ કુહુરાવેછ? તું અંહીજ મારી મેહરાંની પાસે રેહે. [તે જાયછ.

સુના—ખોદા તારો મદદગાર ! રખે પેલો કાફન બેઇમાન થાય ને જેમ બચારા કાઉખાંને રરાએવો તેમ તારાબી હાથ ધોવારે !

મેહેર—અરે મારા ભાઈ ! તું કાંહાં હોશે? કેમ હોશે? જમીનપર હોશે કે દરીઆ ડોહોવતો હોશે? વસતીમાં મુકામ કીધો હોશે કે જંગલોમાં ભટકતો હોશે? જીવતો હોશે કે તારી બેહનનો જીવ પેલી જહાંન જઈ પુગો હોશે? ઓ ઇઅઝદાંન ! એ મારા વહાલા ભાઇનો એક વાર મારી સાથે મેળાપ કરાવી આ બળતી ચશમને ઠંડક બખશ.

(રાહ—ઓ જગવાલી સુંન અરજી.)

રે દગલબાજ દુનીયા તું આ શું કરેછ. ૧.
અમ જેવાં નિર્દોષોએ તારી શું ચોરી કીધી,
કે રૂડાં મુખથી રોટી છિનવી ભુંડાને દીધી;
પાક ધને નાપાક હસે જેની કરણી નહિ સીધી,
હકદારોની હાય પવિત્ર હકૂમત છિનવી લીધી;
જે દુખ દરિયે ડુબી મરેછ. ૨.
બાપ તોલના વાલી સાચા કાઉખાં અરે પ્યારા,
ક્યાં ભટકેછે તું દુઃખ દેખી વ્હાલા ભાઈ મારા;
જિવતો છે કે બ્હેસ્ત ગયો જોવા ત્યાં સુખના ક્યારા,
આવી તારા હાથે લુંછ બ્હેનની આંસૂ ધારા;
જે ભાઈ વિના રડતી ફરેછ. ૩.

સુના—બાઈ, વળી તમે અધીરાં થયાં! જાઓ બા, એ કંઈ સારૂં નહીં! જો સબુરી પકડશો તો ખુદા કોઈભી ધારે તમારા મનની મુરાદ પુરી કરશે. એ તો મારો જેવો ભલો ને ભોળો છે તેવોજ છગન મગન કઉં વસતો હોશે. તમે શું કામ ગભરાવોછ? જુઓની એના માથા પર સફેદ ચાંલ્લો છે તેથી એના ધુસમનને કોઈની નજર લાગે નઈ. એની ભાજુપર એક કારો તલ છે, તેથી કોઇની ભુરી મનછા એની ઉપર કદી ચાલી શકે નઈ. એવા સોવામના ને જોરાવર જુવાનને મારી નાખવાની કોઈની મરજી થાયજ નઈ, ને એની ધુશમન મરેભી નઈ. વળી એ ઘેરથી સધાઅવો તવારે મેં એની ભાજુ પર એક મંત્રેલું તાવીજ કારા ઘોરાએ કરીને ભાંધ્યહુંતું તેથી એ મારા જીભરાયા ઉપર કોઈ વાતની ભુરાઇ ચાલેજ નહી. લઓ ચાલો ચાલો, જરા ફુલીને ધવારો, તેટલે જીધણે સોરાભભી આવી લાગશે.

---

## પ્રવેશ ૨ જો.

હોરમજ હાઉતા ઘેરમાંનો એક ઓરડો.

**એદલ હરીમ.**

એદલ—ઓ એદલ, તારા નસીબનો ધડતો જાનમમાં જાયરે! અટલી ભદી હેજગારી કરૂંછ! કટલી ભદી જંજાલી સોસુંછ! ભદાં લખ્ખણમાં પુરો છઉં તોભી સુકો ટાટ જેવો રહી ગીઓ! શેઠના નસીબમાં કમાવાનું, કમાવાનું, ને કમાવાનુંજ છે તેથી વગર મેનતે ભભે હાથે કમાયો જાયછ ને આપરે તો ઠડે ગીઉં ગારૂં! નવલશાહ નવલખીવાલાં કામમાં શેઠને કટલી ભદી મદદ કીદી! જીવતાં જીવત ધોજખમાં જવાનાં કામ કીદાં! પણ તેમાંથી મળશે તવારે તો એક હજાર રૂપરડી! ચાલો અટલા તો અટલા! અટલાબી કોણને ઘેર હુતા! વારે પરવરદેગાર જેવી રજખરોજી આપેછ તેવીજ હમેશાં આપતો રેહેજે!

[અંદરથી હાંક મારતો મારતો હોરમજ હાઉ આવેછ.

હાઉ—શું થયું, એદલ? પોણા અગીઆર વાગેનો સાધે સાધ માૠરૂંછની તો! (તેને ખાતો જોઈ, મન સાથે) એનું ખાનું ખરાબ થાય એનું તે બસ મેદાંનોજ ધાણ કહાડી નાખેછ. મોરચી ઓરચી થશે તો

વગર મોહોતે એકું દહાડો મરી બરી જશે. મરે તો બલાથી પણ મારાં બધાં કામ અટકી પરશે ને એના જેવો વીશવાસુ બીજો મળવો મુશકેલ થઈ પડશે. (એદલને) શું થયું જો? તું કેટલાં ઈંડાં જોબરી મરશે? કંઈ ધાન રોટલીબી ખાશે કે બસ ઈંડાં પરજ માર!

એદલ—અરે નારે સાબ, ઈંડાં કોણ ખાયછ જે? મને તો ઈંડાંની અરાસેખી જવા નથી ગમતું. એ તો સવારે આપરા નાસતા પર ઈંડાં ફોદાંતાં તેનાં ભદાં કોટલાં પરેલાં હુતાં તે મકુજે નાખી દઉં કરીને નાખી આએવો.

હાઉ—(હસીને) નાસતાપર એટલાં બધાં તે કેટલાં ઈંડા ફોધાંતાં?

એદલ—તન ચાર પાંચ હોશે!

હાઉ—ને ટોપલી ભરીને કોટલાં નાખી આયો તે ત્રણ ચાર પાંચ ઈંડાંના હુતાં કે? વારૂ, ને કાલે અરધાનાં ઈંડાં મંગાવ્યાંતાં તેમાંનાં બાકીનાં કાંહાં છે, લાવ જોઉં?

એદલ—છે, બાકીનાં પેલાં શું! કાંધાની ટોપલીમાં છે!

હાઉ—લાવ જોઉં.

એદલ—(જઇને પાછો આવેછ) બરાર જો, હું તમુને કેતાં વીશરી ગીએલો, તે તો ઉંધરે ભદાં ફોલી ખાદાં સાબ. ઉભા રેવો એક બે પૈસાનું સોમલ લાવી તમારી ભદા ધારાની કાસર કારી નાખુંછ.

હાઉ—અરે એ તો હું જાણુંછ રે કે તું મોઠી ખુશીથી મારી કાસર કહાડી નાખે પણ મને કહી પુછીને તું સોમલ લાવે તે જરા મને ગમતું નથી.

એદલ—(હસેછ) હેં હેં હેં હેં એમ બોલાચ્ચ સુરંબી, હું તમારી——

હાઉ—વારૂ ચાલ, હવે એ તો રહ્યું પણ તું મને શું કહી ગીઓ કે પેલાની સાથે જે બૈરી છે તે કાઉની બેહેન છે, તે કીયો કાઉ?

એદલ—નઈ ઓરયઓ? તમારી નેકનામીથી ખુઆર ને પાયેમાલ થયલો પેલો કાઉઆં!

હાઉ—તે એમ બોલીને તું શું મારે માથે તેની બદનામી મુકવા માંગેછ કે? તે ખુઆર થયો તેમાં તેનોજ વાંક હુતો; મારા જેવા સાથે તે કોરટ ચહડવાનું હોએ કે!

એદલ—તે તમે તેનું ભકું પચાવી પયડા તે કોરટ નહી ચડે તો શું કરે? તેનો દાવો તો ખરો હુતોની?

હાઉ—દાવો ખરો હુતો કે ખોટો, તેમાં શું વાળ્યું; ખરા દાવા-વાળા બધાજ જીતતા હોશે કે?

એદલ—પણ ઇનસાફની રૂએ જોતાંબી તેનો હક ખરો હુતોની?

હાઉ—તે હજી તારી ખાતરી થઇ નથી કે કોરટ લડનારાઓમાં ખરા હકદારો બાજે વખત હાથ ઘસતા રહી જાએછ! એ તો બબે હાથે નાણું વેશય, પાંચ પંદરનાં મોહનાં દબાય, મોટા ઝભાવાળાઓથી તે દર-વાજાપરનાં ભોંસીઆંઓ સુધાંના હાથ ચીકણા થાય તારેજ કજીઆ જીતાયછ. એટલાં બધાંને પુરૂં પડવાનું તેનું ગજું હતું કે છાતો કાહાડી કોરટે ચઢયોતો! તે કરતાં હવે એ બધી પંચાતી રહવા દે; તારી તો ચોકસ ખાતરીજ છે કે તે કાઉખાંની બેહેનજ છે?

એદલ—હાંરે હાં, મેં તે સારૂ તો ચશમો ચડાવીને ખુબ ટીકી-ટીકીને તેને જોઈ. પણ તેજ, બરાબર તેજ.

હાઉ—જો તે તેની બૈરીજ છે એમ સાબેત થઈ જાય તો બસ, આપણી ઉમેદ પાર પડી સમજવી. પણ કદાચ તેમ નહી હોય તો?

એદલ—નઈ હોય તો પછી તે તેની સાથે રેએ કેમ?

હાઉ—કદાચ અમથી ઉઠાવી લાયો હોય.

એદલ—અરે ખાન ખાવો શેઠ ખાન ખાવો! એમ આખીને આખી બૈરીઓ ઉઠાવી જવાતી ઓશે, ને તબી વળી કોણ? ખાનના ખાનધાંનની? એ વાત બનેજ નઈ.

હાઉ—તું ગધ્ધો છે ગધ્ધો, કાંય નહી બને?

એદલ—અરે એમ તો કબુ બનેબી રે, પણ તે બનાવનારાઓ-નાં મોનાં જુદાં! હા, તમારા જેવાની વાત હોય તો હું માનું કે તમે તો એક ને બદલે પાંચ સાતબી ઉડાવી નાખો, પણ બચારા સોરાબ——

હાઉ—એટલે? એ ઉપરથી તું શું મને ઉઠાઉગીર કેહેવા માંગેછ કે?

એદલ—ગુસ્સો ના કરશો, મુરબી. હું કંઈ ખોટું બોલતો નથી. ઉઠાઉગીર તો ઉઠાઉગીર પણ સાત પાણીએ ધોએલા ઉઠાઉગીર—ગુ-સ્સો ના કરતા હોકે, મુરબી?

હાઉ—બચ્ચા, હવડે હવડે તેં છેક પર વીખેરવા માંડયાંછ તે સારી વાત નહી; ને તે કરતાં તું કાંહાં ઓછો છે?

એદલ—હું કાં કઉછ કે હું ઓછો છઉં. આપ જેવા બદી વા-તના પાવરદા ધણીની નોકરીમાં ધાયકાના ધાયકા ગુજાએરા તો પછી

ઘણો નઇ ને થોરાભી વા લીધા વગર તે રૈવાએજ કેમ? તોભી મુરંભી તે મુરંભી ને હું તે હુંજ—તમારી સાથે ભરાભરી તો થાયજ નઈ, તમે રાજા ને હું તો તેલી. તમે નેકબખતે પોતાના નામ મુજબ કોઈ બચારાંને આખાં ને આખાં રેંસી નાએખાં હોસે તો મેં જરોની કાની વરગીને સેજ સાજ લોઈ ચુષસું ઓસે. તમે નામદારે લોકોના આખાં ને આખાં માણસ ઉડાવી ધીદાં હોસે તો મેં કોઈના મરઘાં બતકાં તફડાએવાં હોસે—તમે વાગ બનીને પાડા ને ભેંસ ચાંપી ગીઆ હોસે તો મેં કુતરા કોલાની કાની કંઈ છછુંદર હજમ કીદાં હોશે, એ તો ગુરૂને પગલેજ ચેલા દાખલ મેંબી ચાલવા માએડુંછ.

હાઉ—તુંને મેં મારી બધી કુનેહો શીખવીને આટલો બધો હોશીયાર કીધો ત્યારેજ આજે તારી આટલી બધી જબાં ઉપરેછની! પણ યાદ રાખજે બચ્ચા, કે એ તારી જબાં દોજખમાં જશે.

એદલ—તે તો હું આગળથી જાણતોતો. મારી તો અમથી બે આંગળની જભાંજ ધોજખમાં જશે, પણ મુરંભી, જારે બોલીને બોલાવોછ તવારેજ કઉંછ કે, તમે મુરંભીને તો આખાને આખાજ ઉંચકીને ઉંદે મસતક ધોજખમાં નાખી દેશે.

હાઉ—મને તો નહી પણ તારા બાપદાદાને ને સાથે તુંનેબી દોજખમાં હોમાવી દેશે.

એદલ—હોય, એમબી હોય. તવારે તમારે વાસતે તો બેસખાનું ધોઈ ધાઇ ને તૈયાર રાએખું હોશે, નઈ વારૂં!

હાઉ—ઠીક છે બચ્ચા ઠીક! તું કંઇ એમ પાધરો રહેવાનો નથી. જાણતો નથી કે મારા જેવાએ હાથ ધર્યોછ તો આજે આટલો નચીંતાઇથી ફરેછ.

એદલ—અરે ભરી મારે નામની નચીંતાઈ! જેની ધીસની ભુખ ને રાતની હુંગ ઉડી ગએલી તેવી બેકરારી તે નચીંતાઇ કે? તમેજ કઓનીકે આખા ધારામાં પાસેર અનબી મારા પેટમાં જતું તમે ધીઠુંછ?

હાઉ—તે તું મીઠાઈ મેવા ને બેદામાંથી હાથ કાહાડે ત્યારેજ તુંને અન ખાવાની ફુરસુદ મળે કેની!

એદલ—એનું તો અવે સમએજા, શેઠ, પણ રાતના તો હુંગજ નથી. કંઈ નઈ ને કંઈ ધખારા આવતા ને આવતાજ! ઓ આમ થયું! ઓ પેલું થયું! ઓ માએરો! ઓ ખાદો! એમ જરા જરામાં ફાળ ખાઈને ઉઠુંછ.

હાઉ—(જરા ગભરાયેલા દેખાવે) હા, એમ કંઈ મનેબી અવાર નવાર હુંગમાં ધખારા થાયછ ખરા. ગેઈજ રાતે મને એક અભાગ્યો સપનો આયો કે જાણે નવલસા નવલખી ગુસ્સા ભર આવીને મારી છાતીપર ચહડી બેઠાછ! બસ કેહે, કેહે, ને એમજ કેહે કે મારા છોકરાને જરાબી દુઃખ દીધુંછ તો તને ભખીજ ખાવશ!

એદલ—એ આપરી કરણી આરે આવતી પેખાએછ ઓં શેઠ? ખધાએ ખેર કરે! મેં તો મોટા આતશભેરામને એક માચી ચરાવવાની માનતા કીદીછ.

હાઉ—(જરા સુધમાં આવી—એક તરફ) બચ્ચા, બાજી બગડેછ, કાચું કપાયછ! (તેને) અરે એ તો બધા અમથા ધખારા! સપના શું ને સાપના શું? એ તો દીસના જે કંઈ કરીએ કે કરવા ધારીએ તેના રાતના ધખારા થાય.

એદલ—તે હુંબી એમજ કેતોતો કે હાથના કીદાં હૈયે વાગેછ, બીજું કંઈ નહી!

હાઉ—(જરા હીમત ધરી) બસ બસ, એ બધા બાયલા વીચાર છોડી હીમત ધર. હીમતે મરદ ને મદદે ખુદા. હીચકારાઓ કોઈ દહાડેબી દલ્લાવાળા થયાછ કે? એ તો યાહોમ ઝીકુલાવતાં જે થાય તે ખરૂં.

એદલ—બરાબર છે. આએ તર કે પેલી તર. લાગે તો તીર નઈ તો તુક્કો. (એક તરફ) ફાવેલા ઢાયા ને નઈ તો કારાં પાણી ને ભટંબું તો છેજ!

હાઉ—સોરાબે એમ કેહેવાડયુંછ કે અરધા કલાકમાં આઉછ તે વખતે તે હવે આવી લાગશે વાસ્તે ચાલ પેલા ખાનામાંથી પેલું વીલ કહાડીને ટેબલપર મુકી રાખ.

એદલ—(તેનું પાકવવાની મતલબે) કીઉં વીલ? પેલું પછવારેથી કીદલું તેજ કે?

હાઉ—તે નહી, તે નહી; પેલું તે દહાડે આપણાં ઘેરમાં બેસાડીને લખાવેલું તે——

એદલ—પણ તે તો જુનું થઈ ગીઉં, તેને બદલે આએ છેલું જે નવું છે તેજ કારીએ તો કેમ?

હાઉ—તેં કંઈ આજે ભાંગ બાંગ પીધીછ કે શું? તે નવા વીલને શાનો રડ્યા કરેછ? તે તો તે દહારનું તુને બાળી નાખવા આપ્યુંની? તેં તો તેં બાળી નાખ્યું!

એદલ—(જાણે યાદ આવી હોય તેમ) હા, હા આવી, ફેમ આવી! તે તો તમે બારીજ નાખવા કર્યુંતુંની! વારૂં તે મેં બારી નાખેલું ખરૂં કે?

હાઉ—તેજ મને કહ્યુંતું કે તે બારી નાખ્યું.

એદલ—તવારે તો હોશે. હોશે, બારી નાખ્યુંજ હોશે.

[દરવાજો ઠોકાયછ.

હાઉ—જો તો એદલ એ કોણ છે? વખતે સોરાબજ હોશે. તેનો જીવ હવે થોભે નહી તો. દોર તો, જલદી જો તો.

એદલ—બાપ, મારાથી અવે ઘોરાતું નથી. ઘોરતાં ને ધકેલા ખાતાં પગે આટણભી પખ્યરાંછ.

હાઉ—(કચવઇને પોતેજ જતાં જતાં મન સાથે બોલેછ પણ એદલ તે સાંભળેછ) કમબખ્ત હવે આવી રહ્યોછ! ઝાઝા દહાડા કહાડે એવું લાગતું નથીજ. કંઈ ઝોભરેછ, કંઇ ઝોભરેછ! જ્યારે જુઓ ત્યારે કંઈ નહી ને કંઈ ચગરતો ને ચગરતો, તે વખતે હવે જલદીજ પોંતો થઈ રહેવાનો.

[જાયછ.

એદલ—વાર છે વાર! પોંતો તે કેમ થશે! તારા જેવા સતરને હજી પોંતા કરશ તેવો છઉં. હવરે તે હું કેમ મરતોતો. હજુ તો પેલી હજારની રકમ લેવાની છે. તેની ગરમી એવી છુટશે કે પચાસ વરસના બીજા આવરદા વધશે! ને તે કરતાં જો વેર તે રકમ હાતમાં આવે નઈ તાં વેર આયે ધાંટીમાંથી જીવ જાયભી ખરો કે?

(રાહ—ન તો મારી દમડી પાછી દે.)

એદલ—ઓ બાપ હું નહિ કહેતો કે ઝાજું તું ઘે.—ઓ.

માંગુ તું પાસ અરે બાપ બહુ થોડું,
રોજ શેર ધસ ગુંધરપાકે ભર મ્હોડું;
બરફી ને હલવા—ધાંત વગર દળવા—બસ ગપ્પ ઘેઈ ગળવા;
સહુ થોડું પણ સોજું સાજું તું ઘે.—ઓ બાપ.
સાકુ ને સુતરું માગું હું ખાણું,
ડાળ ને કડોરતણા અવગુણ હું જાણું;
ખીચડી ને રોટી—એ પણ છે ઓટી—જરા સોટી કે બોટી
ને પાઇ ને પુડિંગ પુરી ખાજું તું ઘે.—ઓ બાપ.
સોનું ને રૂપું મોતી ને હીરા,
માંગતો નહિ હું મોટી એ પીરા;
લાન લાખ બિસની-મિલકત દર દિસની-રે ગિરવી ધસ વિસની
બસ લેવા કુલ રોજ એક તાજું તું ઘે.—ઓ બાપ.

મ્હેલ કાજ સુણ ફિરોજ પગે નહી લાગું,
ટૉડાલ સરીખી એક ઝુપડીજ માગું;
ન્હાની ધસ વાડી—ફુલ ફળની ઝાડી—બે જોડીની ગાડી;
ને રોજ ઘરે વાગતું વાજું તું ધે.—ઓ બાપ.

[હાઉ પાછો આવેછ.

હાઉ—અરે વેહેલો થા, વેહેલો થા. સોગાબજ છે. નીચે જઇ તેને ઉપર તેડી લાવી પાસેના હાલમાં બેસાડ. સંભાળીને કામ લેજે હોં! વખત બારીક આવી લાગોછ. (એદલ બોડાતો બોડાતો જાએછ.) હવે આપણીખી બધી ધરપચ તૈયાર રાખવી જોઇએ. બચ્ચા હાઉ, કટોકટ વખત આવી લાગોછ. ફાવ્યો તો દુન્યાં જીત્યો, ને બાજી હાથથી છટકી તો દુન્યાંથી ઉઠયો. તાલ તલાવટ ને ફંદફરેબ પુરતી રીતે રમાશે તોજ ભલાઈની ભલાઈખી રેહેશે ને કામનું કામખી થઈ જશે.

(ઈંગ્રેજી રાહ—Tramp, Tramp, Tramp.)

વેઠ કરીને મરો—પેટ કદી ના ભરો,
નેક દ્યાનતે કમાઈ રંજથી;
ભાઇ હાથ ડેરવી—ચાર તર્ફ ફેરવી,
હું સદા સુખી થયોછ ગંજથી.
(કોરસ) હાઉ હાઉ હાઉ—કરે સહૂનું
ચાંઉ કરી જાંઉ થાપથી;
શેયતાન વાઉ કે—ઉઠાઉગીર સાઉ કે
હું બિહું ન બાઉનાબિ બાપથી. ૧.
બાર ઘરો બાળિયાં—ચાર જનો જાળિયાં,
દ્રવ્ય કાજ એક ખૂનખી કિધું;
ચૌદ ચોરિયો થઈ—આઠ ફાર્જરી સઇ,
સાઠ મુર્ખનું સહૂ ઠગી લિધું.
(કોરસ) હાઉ હાઉ હાઉ. ૨.
રાખ સદા ધ્યાનમાં—નીમખુદા જહાનમાં
દ્રવ્ય એકણુંજ સર્વને ગમે;
હોય જો સુખી થવું—આય માનજો કહ્યું;
જાઇને ઘરે વીચારજો તમે.
(કોરસ) હાઉ હાઉ હાઉ. ૩.

## પ્રવેશ ૩ જો.

હોરમજ હાઉના ઘરનું દીવાનખાનું.

એદલ તથા સોરાબ.

**એદલ**—જરા બેસો, સોરાબશા. હોમજીશેઠ ભણવા બેઠાછ. નીઆસ પુરી કરીને યસ્ત માંડીછ તે હવરે આવશે.

**સોરાબ**—ઠીક છે, બેસુંછ.

**એદલ**—તમુને તો ઝાઝા ઘીડેલા નઈ પણ બેસતી નવલશા શેઠ સાથે તો ગણીજ બાભસગારી પરી ગીએલી. ગણાજ મરદે આધમી. જાં રવું પએરૂં હોય તાં બેસ મુકામ હોજો. ભલા માણશમાં કંઇ સેંકડો હજારો ગુણોમાં એકજ એબ હુતી કે બસ એક વખત મોનેથી કંઈ બોયલા તો પાછું ફરેજ નઈ! પછી જોઇએ તો એમની કોરનો સુરજ એમ આવે પણ બેસતી તો બોલનાજ બંદી.

**સોરાબ**—હા એમ જરા કંઈ હુતું ખરૂં. ખરાના ખાંટ હુતા ને તબીએતખી જરા ગરમ મીજાજની હુતી તે બેહસ્તી જરાજરામાં ઉસકેરાઈ જતાતા ખરા.

**એદલ**—શું થયું? આરમજશેઠની યસ્ત હજુ પુરી થતીજ નથી કે? રખે પપેત પસેમાની માંડી બેઠા હોય! હું જઇને તેરી લાઉંછ. [જવા કરેછ.

**સોરાબ**—નહી, નહી. એદલકાકા, મને કશી ઉતાવલ નથી.

**એદલ**—(એક તરફ) તે તુને તો નઈ હોય પણ અંઈ છેની! નીકાળ જલધી આવી જાય તો પેલા હજાર પાકે. (તેને) તે તો ખરૂં પણ કામબી થવું જોઇએની.

**સોરાબ**—કામ થયા કરશે. કોઈની બંદગીમાં ખલલ કરવી સારી નથી.

**એદલ**—(એક તરફ) બંદગીનો કરતો મુવો. વરી કંઈ નવો બરખોરો કરતો હોશે. (તેને) પણ મને જરા જોઇ તો આવવા દવ. [જાએછ.

**સોરાબ**—આવો ભણનાર ગણનાર આસામી તેની પુઠેબી જ્યારે લોકો બુરૂં બોલે ત્યારે હવે બાકી રહ્યુંજ શું? દુન્યાં, દુન્યાં, તેં કોઇને મુક્યું નથી, ને કોઇને મુકનાર નથી. [એદલની સાથે હાઉ આવેછ.

હાઉ—ખાવા આવો, ખપાવા આવો, બેસો બા બેસો, પાઘડી બાગડી વધતી કરો, મારા દીકરા.

એદલ—(એક તરફ) પણ ગાભો સંભાળજે હો. મારાં કલેજાં.

હાઉ—એમ શરમાયા શું કરોછ, મારી રોશન ચેરાગ? મારા નેક અને અશો દોસ્ત નવલરા નવલખી, ગુરૂથમાન બેહસ્ત તેને, અશોને અશેમવહુ!

એદલ—(એક તરફ) મારો નેક અને અશો ધોસ્ત હોરમજ હાઉ! સાતસો હાત ઉડું ધોજખ! ગુનેહ શેકસ્તે સદ હજાર બાદ!

હાઉ—તે જીનતગુજીન દોસ્ત આ ફાંની જેહાનથી ચાલતા થયાછ, તે દહાડથી આએ આંખોમાંનું પાણી સુકાતું નથી. (ડીબો તાણીને) રાતે ભુખ લાગતી નથી ને દીસે ઉંઘ આવતી નથી.

એદલ—(એક તરફ) છે ભદી વાતની પોંચેલ ભુઠી! કેછ કે ભૈરાંજ ચરત મકર કરી જાણેછ. (હાઉનીજ પેરે ડીબો તાણીને) અરે ના રડ! ના રડ! મારા બાપ! હવે બસ કર! ભળાપે ભળાપે સુકાઈને સાંઠા જેવો તો થઈ ગીઓ. (એક તરફ) ને પેટ પર ચરબીનાં પડ ફરી વઓરાંછ. (સોરાબ તરફ જોઈ) બિસતી ગુજએરા તે ધારૂના બસ સોગ ને વેરાગ લઈ બેઠોછ. ખાવું પીવું બદું અકારૂં નકારૂં ને ઓવાર નીવાર કરી મેઇલુંછ! ગેઇ પરમ ધારે મા મા મુશકેલીએ બે મરગીના કટકા, એક (એક તરફ—ડજન) પનીર ને પા રોટલી ખાધીતી! કાલબી ઑસ બૉસ કરતાં એક ફુલીંઉ (એક તરફ—એક થાળી,) કારી ચાવલ લીદાતા! આએ એવણ તો એ વાત લઈ બેઠાછ! (એક તરફ—પગે ચાલીને) કણી જરા ફર હરખી કરતા નથી!

સોરાબ—ખરા દોસ્તનો એજ તરીકો છે. દોસ્તો તેજ કે દોસ્તના દુખે દાઝે.

એદલ—અરે હા, તેવાજ, તેવાજ! એનાવોબી તેવાજ છે! બદો બરીને બે પડ થઈ ગીયોછ તે ધીઠું કેની?

હાઉ—તેનું રૂવે રૂવું પડયું હોય તાંહાં સાત પાયાનું બેહેસ્ત હોજો! અશેમ——

એદલ—(એક તરફ) ને તારૂં રૂવે રૂવું પરે તાં સાત પાયાનું ધોજખ ઓજો! અરેમંદ ગુજસ્તે!

હાઉ—તે મારા નેક દોસ્તના અસરાફ ફરજંદને જોઇ આજે દીલને જરા જરા રાહત મલી. મારા અજીજ દોસ્તના ફરજંદને હું મારા પોતાના ફરજંદ કરતાં આલે ચાહુંછ. (સોરાબનો હાથ આંખમાં દાબેછ.)

એદલ—(એક તરફ) ઓઉવે! રાતે એખલો મએલો ઓય તો——

સોરાબ—(એક તરફ) માણુસ તો અરારાફ લાગેછ (તેને) મુરેખીની બધી લાયકી છે.

હાઉ—દીકરાજી, તમુને જોઇને આજે જાણે અધમણ ઘી ખાધું હોય તેટલી પેટમાં ઠંડક પરેછ! વારૂં જીવતા રેહો. ખુદા તમુને નેક તોફીક બખ્શે ને સદા નેકીનાં કામ કરતા રેહો.

એદલ—(એક તરફ) આપ્પે હું ને મારા શેઠ જેવાં કરીએછ તેવાં, હોકે!

હાઉ—મારી નેક દોઆ તમોને આમીન! આમીન!! આમીન!!!

એદલ—(એક તરફ) એં! નરો જાણે ભરૂચનો ધસ્તુર!

સોરાબ—મારા બાપ તોલના મુરેખી, તમારી ભલી મનસનીના આ નેક સુખનોથી મારા મન ઉપર કંઈ ઓર અસર થવા માંડેછ. મને કંઈ એમજ લાગેછ કે તમારી અશો જુબાનથી નીકળતા ખુબીવંતા સખુનો દાએમ બેસીને સાંભળ્યાજ કરૂં.

એદલ—(એક તરફ) ઉતાવળો ના થા, મારા ભાપ! હમના ઉભો ને ઉભો ચીરાઈ જવાનો છે!

હાઉ—આ દુન્યા, દીકરા, જુઠી છે; નાપાયદાર ને દગાબાજ છે. આ ફરેખી આસમાનનો ભેદ કોઈ સમજી રાક્યું નથી ને સમજી શકશે પણ નહી.

એદલ—(એક તરફ) એ તો ચાએલો! બેકતો બેકતો છેક આસમાન પર ચાએલો!

હાઉ—આજે રાજા કાલે ફકીર! આજે ફકીર કાલે શાહનશાહ! આજે જનમે કાલે મરે! એવી એ ફીતુરી જેહાંન છે! જીંદગીનો પળનો ભરૂસો નથી, વાસતે બેટા, બાપીકો ધરમ, સખાવત અને ગુજરેલા નેઆગાનોની હરેક મુરાદ બર લાવવા પાછળજ કંમર તંગ કરવી મુનાસેબ છે. બાકી બધું ફોકટ છે. દાદાર, દાદાર, દાદાર! બહમન અમશાસપંદ!

એદલ—(એક તરફ) ભંમન અમશાસપંદનું ફરજંદ ધોડું કે? કેવું અરારાફ!

સોરાબ—મુરબ્બી તમારો એકેક સુખન બેકીંમત મોતીને તોલનો છે.

હાઉ—પણ એ બધી ફરજોમાં ગુજરેલાંની દરેક બાએશ બોલબોલ બજા લાવવી એ સૌથી અગતની ફરજ છે.

એદલ—એ આએ પેલ્લું બેઆનું મુધકું!

સોરાબ—તેમાં શું શક, મુરબ્બી?

એદલ—તાલ ઠીક લગાડતો રયોછ. બચારા ભોળાને મોનેજ બદું હા ભણાવેછ——

હાઉ—વારૂં બાવા, તબીએત તો ખુશ છેની? જંગબારથી તો કાલેજ આયાની? જંગબારમાં જરથોસ્તીઓની સંખ્યા કેટલી છે વારૂ?

સોરાબ—છે, કંઇ ઘણી નથી. આગળ કરતાં થોડી છે.

હાઉ—થોડી! આગળ કરતાં થોડી! જ્યારે બીજી કોમવાળાઓની વધતી જાએછ ત્યારે આપણા લોકોની થોડી હુતી તેમાંથીબી ઓછી થતી જાએછ!

એદલ—જબરી તાલમાં રમેછ. સીરે પોરની વાતો કારી કારીને તેને ભલી રીતે તપાસી જોએછ.

સોરાબ—હાજી, અને તેનાં કારણ બે, એક તો એ કે આપણા લોક દીન પર દીન વેપારમાં પાછળ પડતા જાએછ અને બીજું એ કે દેશાવરના પારસીઓમાં ઝાઝો સંપ નહી મળે.

હાઉ—અફસોસ! સદ હજાર અફસોસ! તમારી અંગ્રેજી કેળવણી ઉપર આગ પડે, તે પોરીઆઓને અંગ્રેજી શીખવી શીખવીને બધો ધાણ વાળી નાખ્યો!

સોરાબ—કાકાજી, કેળવણીને શું કામ નાહક બદનામ કરોછ? કેળવણીથી ઓર બેશુમાર ફાયદા થયાછ.

એદલ—(એક તરફ) પણ કેળવણી લીદલાઓ આગળ એનું ટટ્ટુ હવે ચાલતું નથીની! તે લોકો એને હવે ઘણા નરવા લાગાછની!

હાઉ—અરે બાવા શાના? ધુળના ફાયદા! એ બધા ફાયદા હવાઈ છે. આગળા વખતમાં જ્યારે ઇસકોલો ને સીસોટી બીસોટી કંઈ નહી હુતી ત્યારે આપણાં લોકો સુખી સુખીઆરાં અને આબરૂ દરકારવાલાં હુતાં ને તમામ પારસી કંઈ નહી ને કંઇ ન્હાનાથી તે મ્હોટા દરેક ધંધા રોજગારમાં મશગુલ રેહેતાતા, તે આટલા વેર કે વેલાત અને ચીન સાથનો મોટાંમાં મોટા વેપારબી પારસીઓજ કરતાતા ને સકરીઆ

સુભાબી ગંડેરીબી પારસીઓજ વેચતાતા! મોટાં હાઉસ વાળાઓની દલાલીબી પારસીઓજ કરતાતા ને ગાંમઠી પનીરબી પારસીઓજ વેચતાતા! મોટી મોટી શાપોબી પારસીઓજ ચલાવતાતા ને પસતાકીઆનો ધંધો પણ પારસીઓજ કરતાતા ને ટુંકમાં કેહું તો નીચ ઉંચ ને મધ્યમ એ બધી જાતના ધંધા પારસીઓને હાથ હુતા, તેથી તેઓ આપઅખતીઆરીથી નીમક રોટી પેદા કરી આબરૂથી ગુજરાણ કરતાતા, એટલુંજ નહી પણ પોતા પાછળ પાંચ પૈસાનો સારો જીવ મુકી જતાતા. આજે તે વખત રહ્યો નથી. સુથાર કે બબરચીનો છોકરો બે ચાર અંગ્રેજી ચોપડી શીખીઓ કે પછી વાંસલો લઇને ઘડવા બેસવાનો કે ચમચ લઇને રાંધવા જવાનો?

સોરાબ—પણ તેમાં કેળવણીની તકસીર નથી.

હાઉ—કેળવણીની, બાવા, કેળવણીની! કેળવણીથી મગરૂર બની ગીઆ; ખાનદાનથી ઉતરતા આવેલા ધંધાને ધીક્કારવા શીખ્યા; ઉછાંછલા ને તકોબરી કરનારા થઈ ગીઆ.

એદલ—આએ તમેજ જુઓની. એવણ પોતાના અસલથી ચાલતા આવેલા (એક તરફ—હાઉ કરવાના) ધંધાને આજ સુધી વળગીજ રયાછ તે ધાર રોટલીએ પાંચ પૈસે સુખીજ છે કેની!

હાઉ—વળી સાથે અયાસી, આળશુ ને એસકી બની ગીઆ. લાંબી ચાંચનાં પાટલુન ને આટલા ટુકા ડગલા પહેરી ફાંકડા બની પંદર પચીસ રૂપરડીની નોકરીઓ માટે આફીસે આફીસ ઢકેલા ખાતા થઈ પડયા; ને તાંહાંબી વળી પાધરા નહી! સીનોર એક વાત કહે તો તમારો પારસી બે કેહે. તેથી અંગ્રેજોનોબી તેમના ઉપરથી રફતે રફતે મનઉતારો થતો ચાલ્યોછ અને આગળ શું બનશે તે કહેવાઈ શકાતું નથી.

સોરાબ—હું કબુલ કરૂંછ, શેઠ, કે આપણી કોમના મોટા ભાગે અધુરી કેળવણી પરજ સંતોશ પામ્યાથી ને આ શીખવા ભણવાની કેળવણી સાથે એલમ હુનરની કેળવણી ચાલુ નહી રાખ્યાથી તમે કહોછ તેવું ખરાબ પરીણામ આવ્યુંછ, પણ તેમાં વાંક કેળવણીનો નથી. આપણો પોતાનો છે. જો પારસીઓએ કેળવાઇને વેપાર ચાલુ રાખ્યો હતે અથવા એલમ હુનરની કારીગીરી પાછળ લાગુ રહ્યા હતે તો બેશક આગળ કરતાં વધારે જાહોજલાલીને તેઓ પુગતે.

એદલ—(હાઉના કાનમાં) પણ હવે એ રડાકુટો કાં વેર કએરા કરશો? વાતનો નીકાળ કરો તો સમજ પરે કે હજાર કવારે હાથમાં આવશે!

હાઉ—બાવા, હજી તમે નાદાંન છેવો. વખત જતે સૌ સમજશો. (વીલ આપીને) લ્યો બા, આએ તમારા જીનતગુજીન બાપનું વીલ છે તે જરા વાંચી જુવો. માટેથીજ વાંચો, બધા સાંભળે તેમ.

એદલ—(એક તરફ) હવરે તો આયે મોતનું ચીથરૂં હાથમાં લયો

સોરાબ—(વાંચેછ) હું નવલશા નવલખી આ મારૂં વશીઅતનામું મારી રાજી ખુશીથી ને અકલ હુશીયારીમાં કરૂંછ તે મારા વારેશ વકીલને કબુલ મંજુર છે સહી. મારા એકપુરા પણ નાફરમાન અને નાકદર દીકરાને, તેની આડી ને બરદાસ્ત નહી થઈ શકે એવી ચાલ ચલણ માટે, મેં તરક કરી વરશો થયાં ઘરમાંથી કહાડી મુકયોછ, તે મારા દીકરાના એ બધા ગુનાહ હું મારી મરતી વખતની છેલ્લી ઘડીએ માફ કરૂંછ, અને તેનેજ મારી તમામ જંગમ તથા સ્થાવર અસકેઆમતનો હકદાર વારસ ઠરાવુંછ.

એદલ—(એક તરફ) ફુંક મારીને!

સોરાબ—શુગર ઓ દાદગર તારી રૂહેમના! (આગળ વાંચેછ) પણ તે એકજ શરતે કે જો એ છોકરો મારી હૈયાતીમાં પરણયો નહીં હોય અથવા મારા મરણ પછીબી પોતાનું ૨૫) મું વરસ પુરૂં કરીને પરણે તોજ તે મારો વારસ ગણાય સહી. પણ જો મજકુર શરતથી ઉલટી રીતે મારા મરણ વખતે તે પરણી ચુકો હોય તો આએજ મારા વીલમાં હું એવું ફરમાઉંછ કે મારી કુલે અસકેઆમતનો માલેક અને ધણી મારો પુરાણો, વીશવાસુ ને જાની દોસ્ત શેઠ હોરમજદીઆર હાઉ થાય સહી.

એદલ—(હાઉને) ઓ, ઓ, ઓ, આંખમાં ભેરાંમશા આએવા!

સોરાબ—(આગળ વાંચેછ) સરકાર દરબારમાં આયે મારૂં વશીઅત કબુલ રહે સહી. એમાં જે કોઈ વરવાંધો નાખે તે પોતાની દીન દુન્યા તથા પેદા કરનારનો ગુનેહગાર થાય સહી. અતરે મતું તતરે સાખ.

એદલ—(એક તરફ) સાખ તો બદું હવે તતરીજ ચાએલુંની!

સોરાબ—(નીરાશ થઈ એક તરફ) મુવો છુટો! દુન્યાંથી ઉખડી ગીઓ! અફસોસ, મારી મેહરાં! મારી મેહરાં!

હાઉ—કેમ બાવા, કંઈ તબીએત બીગડી આવી કે શું? એમ કેમ કરોછ?

એદલ—ભેરાંમ ઈજતની મદદ તુંને, મારા બાપ!

સોરાબ—(એક તરફ) સોરાબ, બાજી હાથથી જાયછ! સંભાળ. (મોટે) નહીરે શેઠ, કંઈ નહી. ફકત જે કદરદાંન બાપે મને આટલો બધો ચાહ્યો અને નવાજ્યો તે બાપથી, મસ્તી વખતે કોઈ ભલા માણસોના કરતુકથી, હું વીખુટો પડયો તેનો મને આ વખતે ગમ લાગેછ!

એદલ—તારો બાપ મીઠા ઉધારા ને ટારી ટારકો મુકે!

સોરાબ—(એક તરફ) અરરરર! મારી મેહેર, તારૂં શું થશે?

એદલ—(હાઉને) બચારાને બાપના મોત વખતે વીખુટો પયરો તેનો ગમ લાગ્યેગો! હોરમજ હાઉ ને એદલ હરીમ ભેઉ નાહાં ભરચ્યાં કની તે એમજ સમજવાના ખરા!

હાઉ—મને જે ગમ લાગેછ તે જુદીજ જાતનો છે. મારા મેહરબાન દોસ્તના વીલની એક સરતથી ઉલટી રીતે તમે પરણેલા હોવાને લીધે એજ વીલની શરત મુજબ તમારા મરનાર બાપની કુલે અસકયામતનો હું ધણી થયોછ એ તો તમો સમજુ જવાનથી છુપું નથી. એ કલમ વીલમાંથી કહાડી નખાવવા સારૂ મેં શું શું મેહનત કીધીછ જો! ને અનેકના તારા તોડયાછ! પણ નહી, બેહેસતી એકના બે નહી થયા. આએ બીચારો એદલ બધું જાણેછ. એદલ, મેં કંઇબી કરવામાં બાકી મેલ્યુંછ?

એદલ—માંથુ ફોડી ને લોઈ નથી કાઢ્યેરૂં એટલુંજ બકાત રાખ્યું, બીજું કંઈ નહી! ને એવણબી કબુલ કરેછ કે બેસ્તી બાલના બંદીજ હુતા. (એક તરફ) મેં હમણાજ અંકે કરાવી મુઈકું તેબી ઠીકજ થયું.

હાઉ—પણ લાચાર! કુદરતે જે ધાર્યું હોશે તેજ થશે.

એદલ—બસ! બસ! બસ! એક લાખ રૂપીઆની વાત બોલ્યેલા.

હાઉ—દાદારના બંદા હોવો તો માનજો, સોરાબશાહ, કે તમારા બાપની અસકેઆમત ગમે એટલી મોટી છે તોબી તેની તરફ આડી નજરે હું તો જોઉબી નહી.

એદલ—(એક તરફ) અરે નારે ભાપ આરી નજરે જોય તો તેના ઘોરા ફુટે!

હાઉ—કારણ, મને ખોદાતાલાએ જે નીમક રોટલી આપુંછ તે બસ છે. હું જીવી જીવીને હવે કેટલા દહાડા જીવવાનો! આએ હાલ ટાટ જેવો તો થઈ રહ્યોછ. આએ દીલ છે તે પર ભુલવું નહી, હં બા! એ તો જોવાનુંજ જો! બાકી સાંધે સાંધા કળેછ!

એદલ—(એક તરફ) ને નેસે નેસમાં રૂપાંનો રોગ છે ને સેરે સેર નાસુર પએરાંછ!

હાઉ—તેથી કેહતોતો કે મારૂં છે તેજ હું ખાઈ ભોગવી નથી શકતો તો પછી બીજો બોજ કોણ માંથે લીએ!

એદલ—અરે નારે બાપ, તમે તો જાંખીને જોવભી નહી; તે સોરાબશા કાં નથી જાણતા! પણ કરીએ શું? કંઇ રૂવાનનો કોલ——

હાઉ—અરે નારે, નારે! રૂવાંનનો કોલ તોડવો ને સાત આસમાન તોડવાં બરાબર છે!

એદલ—અરે મરગરજાન ગુનાહ! મરગરજાન!

હાઉ—તેથી હું શું કરૂં? લાચારીએ તમારા બાપની દોલતનો મને ધણી થવું પડેછ!

એદલ—(એક તરફ) કકલતી આંતરડીની હાયનો પૈસે પૈસો ફુટી નીકળશે.

સોરાબ—તમારૂં આવું ભલું દીલ ને સખી ખવાસ જોઇ મારો હરખ માયો સમાયો જતો નથી. ખોદાતાલાએ જો તમારા જેવા બીજા બે ચાર નરોને પેદા કીધા હોતે કેની તો——

એદલ—તવારે તો સારૂંજ તો! લોક મોતીએ ચોક પુરતે, મોતીએ! (એક તરફ) દુન્યાંનું અરધું સત્યાનાશ વળેછ તે પુરૂં વળતે!

સોરાબ—બચીત તે સાહેબે બેનીઆજના શુકર ગુજારૂંછ કે મારા બાપનો વારસો તમારે સર ઉતરવાથી તમોને જે એદ થતે તેમાંથી તમોને મોકળા કરવાને હું શક્તીવાન છેઉં. હોરમજી શેઠ, તમે ધારોછ તેમ હું કંઈ પરણેલો નથી.

હાઉ—(ફગલાઈ જઇ) હે, હે, હે! શું-શું-શું બોલોછ? તમે-તમે-તમે પરણેલા નથી-નથી!

એદલ—(એક તરફ) મુવા છુટા! તોતરો ભોબરો શાંનો થઈ ગીઆ!

સોરાબ—(ટકોર કરીને) નહી રે નહી મેહેરબાન. તમારૂં નેક ચાહવું ને તમારી નેક નેયત તમારી આડ આવેછ કે તમારી ખુશી ઉપરાંત તમુને મારા બાપનો વારસો હવે મળવાનો નથી.

હાઉ—(બબરાટભર) નહી, નહી! નહી, નહી! તમે-તમે એમ શું બોલોછ, શેઠ? મેં-મેં-મેં સાંભલ્યુંછ કે તમે તમારી-તમારી સાથે બૈરીનેબી લેતા આયાછ.

સોરાબ—હા, એક બૈરી મારી સાથે આવીછ ખરી, પણ તે કંઈ મારી બૈરી નથી.

એદલ—(એક તરફ) તવારે કોણની? તારા બાપની છે? અહીં કલેજું ઉડી ચાયેલું!

હાઉ—પણ જુવોની, જુવોની બા ત–ત–તમારો——

સોરાબ—પણ કેમ, એટલા બધા અકળાવોછ કાંય? કંઈ તબીએત બીગડી આવીછ કે, મુરંબી?

એદલ—(એક તરફ) હોંસ કોંસ લેવાઈ ચાએલા ને હજુ તો પુછેછ! પણ તવારે મારા હજાર રૂપીઆબી સુતા કે કેમ!

હાઉ—પણ જુઓની ભાઇ, તમારો સેવક મેહેરબાઇને–બાઇને અછી તરેહ પીછાનેછ——

સોરાબ—અરે હા, પણ તેથી કેહેવા શું માગોછ? જેમ તમે મહેરબાઇને પીછાનોછ તેમ તેવણબી કેહેછ કે તમો નામવરને તેવણબી ઘણી સારી રવેસે પીછાનેછ.

હાઉ—તે મેહેરબાઈ છે તે પેલા કાઉસ્બાં જેવા ગરીબ પણ તુંમાખ્ખદાર જવાનની બેહેન થાએછ. કાઉસ્બાંને હાથેજ તે ઉધરીને મોટી થઇછ અને તેનાજ બવાસ તે ધરાવેછ. તે–તે–તે ઓરત પોતાની નેકીને બટો લાગવા દીએ તે-તે-તે——

સોરાબ—બટો શાનો લાગે? તદન ઓઠી વાત છે! તેની નેકીને કશીબી અલવલ આવવા વગર તે સાબુત કદમ રહેલી છે. દુનીઆમાં નેકીના નમુના તરીકે કોઇને જોવી હોએ તો તે નવજવાન નાર છે.

હાઉ—જો સોરાબજી શેઠ, મારૂં કહ્યું માનો તો આએ કેહુંછ તે જરા સાંભળો.

સોરાબ—મારે હવે કાંઈ સાંભળવું નથી બા!

હાઉ—એમ છેક આકળા ના પડોની તો શેઠ! નહી તો વખતે કંઈ નવું જુનું થઇ જશે જો. મારી સલાહ માનો તો——

સોરાબ—બસ કરો શેઠ, તમારી સલાહ તમારી પાસેજ રાખો. (વીલ તેને આપતાં) આમાંજ કંઈ તમારી સલાહ ઓછી જોવામાં આવતી નથી. અમારા કુટુંબીઓ તમારી નેક સલાહથી તમામ વાતે ઘરાઈ ગયાંછ માટે હવે તે કોઈ બીજાને થકી જાળવી રાખો.

હાઉ—(જરા જોરાથી) બ્યારે એમજ છે ત્યારે તો હું તમોને સાફ—

**સોરાબ**—અને હુંબી તેજ મુજબ તમોને સાફ કહી દેઉંછ કે વધારે વામાટામા કરયા વગર મારા બાપની અસ્કેઆમત એકદમ મારે સ્વાધીન કરી એકઝીક્યુટર દાખ્લની તમારી ફરજ અદા કરો નહી તો સાહેબને નકામી તકલીફ થશે. [તે જતો રેહેછ.

**એદલ**—તારો ભંદવી મરેરે સોરાબ!

**હાઉ**—જતો રહ્યો! નાપાકજાદો તો બડો સેહેતાન જણાયો! આટલું બધું પાણી છે એમ આપણે જાણતાતા નહી! તોબી એનાં હાડ ભીનેલાં લાગેછ, જાંહાં છે તાંહાં એ પરણેલોજ છે, પણ તેની પુરવારી શું? કેમ એદલ, શું ધાર્યું?

**એદલ**—ધાર્યેરૂ એજ કે આજનેકાલ મારા હજાર રૂપીઆ પર પાણી મેહલું!

**હાઉ**—જો તારે રૂપીઆ લેવાજ હોય તો જા જંગબાર અને તેના લગનની સાબેતી મેળવી લાવ.

**એદલ**—પણ એ ભદી પંચાત શું કરવા કરવી. લાવોની હું સોગન પર સોગન ખાઇને કેશ કે એ પરણેલો છે.

**હાઉ**—પણ અરુબ્બરા, તું તો ઘણાબી કસમ લેશે પણ તારૂં ને સાથે વળી મારૂંબી માનશે કોણ?

**એદલ**—કાંએ,નઈ કાંએ માને? મને કંઈ ફીરા ભીરા પએરાછ કે શું?

**હાઉ**—ઠીક છે એ શું કરેછ તે આપણેબી જોઇએછ. બનશે તેટલાં દોરડાં ખેચાવશ ને નવશેં નેજા પાણી ઉતરાવશ પછી તો જે થવાનું હોશે તે થશે.

**એદલ**—પણ મારા પેલા રૂપીઆ!

**હાઉ**—તેનુંબી થઇ રેહેશે! વળી તુનેજ રૂપીઆ નહી મળશે? હાલ તો વળી એક બીજી ઝડપ કરવાનો વખ્ત છે.

**એદલ**—બસ તવારે જીંગી ભદી એવાં ને એવાંજ કામોમાં અટવાશે કે કેમ? આએ મુઈકું ને પેલું ધએરૂ—કોઇને આએ ઝડપ ને કોઈને આએ થાપ? બાઇનું બાઇને ને બાઇનું બાઇને! તો હવે એ બદાંનો કંઇ છેડો આવે કે નઈ?

**હાઉ**—અરે એ બધાંનો છેડો હવે જલદીજ આવવાનો. (એક તરફ) ને સાથે તારોબી. (તેને) આએ નવી ઝડપ જે છે તે સાથે લાગી તેબી અજમાવતા રહીએછ. આપણો પેલો પુરાનો દોસત નવલખીનો

આમજો કારભારી શાપુર થોડાક દહાડા થયા અહીં પાછો આયોછ, ને પાંડેની ધરમશાળામાં ઉતરેલો છે; આજથી આપણેજ ઘેર આવી રહે-વાની ઘણી બોંહોંસ કરીને કેહેવાડયુંછ, તેથી ગુલાંને સાથે લઇને, હમણા અહીં આવતો હોશે. ગુલાંને તો તું ઓળખતો હોશેજ. પેલા મેરવાન મરચાંખાઉની એ દીકરી થાયછ.

એદલ—ઓરયઓ, ઓરયઓ! પેલા ડોળા ડામકેવાળાની નાતરે ઘેરની બૈરીનો છોકરો, મેરવાન મરચું.

હાઉ—હા તેજ. તેની સાથે મને તેમજ શાપુરને ઘણું ઘેરવટ જેવું હતું ને તેનું કોઈ સગું વાહાલું જીવતું નહી હોવાથી મરતી વખતે મરચાંખાઉએ ગુલાંનો હવાલો મને ને શાપુરને આપ્યોતો.

એદલ—તમારો નસીબો ઘણો જોરાવર હોં, કે ભદા સજ્જર ભી-ક્ષુઓ ઘેર પુછતાં તમારેજ તાં આવેછ! વારૂ પછી?

હાઉ—તે વખતે મરચાંખાઉની હાલત જરા નબળી સબળી જણાઇતી તેથી તે છોકરીને લગતી બધી ખટપટ મેં શાપુરને ગળે ઓળવી દીધીતી. રાવલપીંડી તરફ ગુલાંના બાપની જમીનનો એક મોટો કકડો હતો. આજે તેની કીંમત પચીશ ઘણી વધી ગેઇછ, તે જમીનની ઉપજ આજે વરસ દહાડે સાત આઠ હજારની થઇછે તેથી——

એદલ—તેથી તાંખી ડોશો ઓઓસોછ કે?

હાઉ—કંઈ એમ છે ખરૂં. ગુલાંને હવે શાપુરના હાથમાંથી પ-ડાવી લેવીછ.

એદલ—એ એમ શું બકોછ? શું ગુલાં સાથે પણવા ભનવા માગોછ કે? અરે એ તો તમારી ધીકરીની ધીકરી જેવી લાગે!

હાઉ—હવે તારીથી પાધરૂં પાધરૂં રેહેવાયછ કે નહી?

શાપુર—(બાહેરથી) કેમ થયું, કોઇ મુવું જીવતું છે કે નહીં?

હાઉ—લે, નામ દેતાંને વારજ તે આયોછ. (મોટે સાદે) અરે ઉભો રેહે, ઉભો રેહે, શાપુર, ઉભો રેહેજે! કે હું આવીને તુને હાથ ધરીને અંદર લાઉં! ઘરડું હાડ થયલું છે તે કેથે પડી ખડીને હાથ પગ ભાંજશે.

શાપુર—(અંદર આવીને) કોણનો હાથ ધરીને લાવેછ? આંધળો બાંધળો સમજ્યોતો કે? (એદલને) ઓહો તુંબી હજી જીવતોજ છે કે મારી ભરચી ભાજી ને છાપરે છાપરે નાંચી, સો છાણાં બાએરાં પણ ખીચડી તો કાચી ને કાચી? કેમ થયું, હોશીયાર, દહાડે દહાડે

તું તો ડુંબા જેવો થતો જાએછ ! એદલ, તુંનેબી એનો પવન લાગોછ કે ? નબ્બોદ ગીઆ તારા મોહમાં દાંત તો એકબી મળે નહી ને તોબી જાણે બઇરૂણાની બણ્ણી ! ગુલાં, આવ બેટા બેસ.

હાઉ—કેમ છેવો, ગુલાંમાએ ?

એદલ—(એક તરફ) આ તારો ભંધેવી મરેરે ! હમણાં તો ગુલા સાથે પણવા માગતોતો ને વળી કેછ કે ગુલાંમાએ !

શાપુર—મારે માથે પણ વરસો સુધી થોડી જંજાલ નહી હુતી હો હોમીયાર. ખેતીવાડીની જમીનનો એક તો મસ મોટો કટકો ને બીજી તો આયે મારી ફુલ જેટલી નાની ઢેફલી—એ બેહુને સાચવીને ઉધારતાં મારૂં બધું લોહીનું પાણી થઇ ગીઉછ.

ગુલાં—પણ મોટાબાવા, એમાં વધારે મોટી જંજાલ કોણની હુતી, મસ મોટાં ખેતરની કે આયે નાની ઢેફલીની ?

શાપુર—બઇ કેહું બેટા, તો જોકે ખેતર મસ મોટું ને તેમાં ખેતીનું કામ ઘણી કડાકુટનું, ઘેટાં ગાદરાં ને ઢોર બહુ બપે ને સાથે મનીબોબી સેંકડો, તે દેખઇતી જંજાલ તેની તો બરી, તોપણ બરેબરી ને છેક કલેજે લાગેલી જંજાલ તો આએ ઢેફલીની મોટી !

હાઉ—કાંય વારૂ, એમ કાંએ ?

શાપુર—તે તો વાત પુછોજ ના ! આજ તો લોક ગાડું બની ગીઉંછ, તેમાં તમારી તરફના પોરીઆઓ કંઇ તોબા બોલાવેછ ! કોઈ બુબસુરત છોકરી જોઇ ને સાથે દવ્લાવાળી જણાઈ તો પછી હજાર પેરે તબરીઆં પાડે. ગુલાંના બાપની બધી મીરાશ સંઘરી રાખી તેની ઉપજ વધારતાં આજે વરસે તે પાંચ સાત હજારની આએપતવાળી થવાથી માગાં પર માગાં ! ને તેમાં વળી કોઈ કોઈ તો પાધરા પરબારા સંદેશા ચલાવે. આપણે વડાં વડેરાં જાણેકે હોઇએ નહી તેમ બધું બાહારો બાહારજ ! કેમ બરી વાત કેની ગુલાં ? તારી પરબી કાગળો આવેલાં કેની ?

હાઉ—અરે બા એ તો દહાડેનાં બરચાં થાય કેની તે એમ પુછપરછ થયા વગર રેહેજ નહી ; ને એમ છોકરાંઓબી જો એક બીજાંને ઓળખી પાળખીને પોતાની પસંદગીથીજ પરણે કેની તો તે ઓર વધારે સારૂં.

શાપુર—હમણા હું ગુલાંને સાથે લેતો આયોછ તેનીબી એજ મકસદ છે કે એને મારા ભત્રીજા દોલી સાથે પરણાવી બેહુનું માથું ઘોઇ

નાખું. એ છોકરો બહુ ખબરદાર છે. બચપણથીજ બહુ ચબરાક! ને મારી ગુલાંને તો એવો વર ઘણોજ——

ગુલાં—પણ મોટાબા, તમારા ભત્રીજાને મને જરા નજરેનજર જોવા તો દેવો—એક વખત મળ્યે ભેટચે તો ખરાં, ને પછી મારૂં ને તેવણનું મન મળે તોજ પરણાવવાની વાત કરશો કેની?

શાપુર—અરે હારે મારી દીકરી, સાત સત્તર વખત રાજી ખુશી થાય તો, હો કે?

હાઉ—(તેને ખીજવવા) હો કે, એ લોઠા, હો કે!

ગુલાં—(એક તરફ) અરે મારા કાઉબાં! હું તો મારા વચનથી તારી સાથે બંધાઈ ચુકીછ ને અંહી તો——

એદલ—છોકરી ઘણી હોશીઆર લાગેછ. ભાદને ભેસારીતી કે?

ગુલાં—કાંહાં?

એદલ—મકું કે ભાદને ભેડેલી કે?

ગુલાં—ભાદન શું?

શાપુર—અરે એ ભરૂચી ભાજી, ભાદન ભાદન શું કરેછ? નીશાળ કેહેની, નીશાળ.

ગુલાં--હં, હં? નીશાળે? હા, નાખ્લી હુતી તારે વેણીલાલની નીશાળે બેઠેલી.

એદલ—શીખેલી ભણેલી છે તવારે ભાદન બોલ કેમ નઈ સમજી?

ગુલાં—તે બા, હમારા ગામમાં તો કોઇ એમ બોલતું નથી, ત્યારે હું તે કેમ સમજું?

એદલ—તવારે તમે કાંનાં?

ગુલાં—ઓ મરેરે! હું કાણી!

હાઉ—અરે નહી, એ એમ પુછેછ કે તમે કાંહાંના? કીએ ગામના?

ગુલાં—બધું એવું એવું કેમ બોલોછ? કાંનાં ને ભાદન!

એદલ—જોની ધીકરી એ તો——

ગુલાં—ધીકરી!

એદલ—અરે ભેન એમ જો કરશે તો——

ગુલાં—ભેન! ભેન શું?

એદલ—આએ તું તો મારા વેશ કારેછ!

ગુલાં—શું કારેછ? વેશ!

શાપુર—વેશ કાહાડવા એટલે ભરૂચી બોલીમાં ખીજ પાડવી.

ગુલાં—ઓ ધરેરે! એવી શું ભરૂચી બોલી! વારૂ પછી? કંઈ બીજું બોલો. હવે તો મને તમારૂં એવું એવું બોલેલું સાંભળવા ગમેછ.

એદલ—ભરૂચાઓ કેની તે એમજ બોલે.

ગુલાં—(તેની નકલ કરીને) કેમ બોલે?

એદલ—જા, તવારે તો નથી બોલતો.

ગુલાં—અરે નહી, બોલો બોલો. કંઈ તમારા ગામની બીજી એવી એવી વાત જરા સંભળાવો. જો, જો, મને તે હવે તો બહુ ગમેછ.

એદલ—તો પાંસરે પાંસરી સમજે તવારે કેની?

ગુલાં—હં! તવારે તવારે! બોલો, બોલો, હું સમજશ.

એદલ—તમે જેને ધરાન કઓછ તેને ભરૂચાઓ ધોલ્લો કેછ.

ગુલાં—ધોલ્લો? વારૂ પછી.

એદલ—બાઈની માછલીને ભરૂચમાં ચોહીનાં ભચ્ચાં કેછ.

ગુલાં—(હસીને) ચોહીનાં ભચ્ચાં!

એદલ—પોરીને પંદોરી, પપેટાને અડુખરાં કે ગાંગરી કરીને કેછ. નીઆત જમનવાર થાએ ને માઠીડાને એજન કરવાનું હોય તવારે અંધીઆરૂ કઈ જાએ કે એકમ ધોલા ધોલ, ને ઘેરનાં ભદાં માણસને નોતરવાનાં હોય તો કેસે ધીદ બાજે ધપકરા! ને નઈ તો કેસે આતસભેરાંમ ભાએરા ને ભાજે તાપરા માએરા.

ગુલાં—ભાજે તાપરા માએરા! (ખુબ હસીને) ઓ માએરે માએ! હું તો હસ્તાં હસ્તાં હવે મરી જવશ.

હાઉ—લે બસ કર, એદલ. પેટમાં ડુખી ખુખી આવશે. શાપુર, એ છોકરીને કંઇ ગીત બીત આવડતાં હોશેની?

શાપુર—અરે તેનું શું પુછવાનું? એવી વાતોમાં તો એ બાધર છે. કેહેશો તો હમણા ગાશે.

હાઉ—હા, હા, ત્યારે તો કંઈ સારૂં જેવું ગીત ગવડાવ, ગવડાવ.

શાપુર—બેટા, હાઉકાકાની મરજી છે તો કંઈ લલકાર.

ગુલાં—લેવોની ગાઉં.

(રાહ—તાજ બતાજ નોબનો.)

નિત જુઓ રહો ખુદા—જગ જગે હસી હસી,
નિશિ દિને દિપે જુદા—વગ વગે વસી વસી. ૧.

ગજબ આ કરામતી—જગત ભેદ જો ખતી,
અજબ તે ભરે સદા—રગ રગે હસી હસી. ૨.

સુરજ ચંદ્રને જુવો—મસ સમુદ્રનો કુવો,
નવલ રંગ ને અદા—જગમગે ધસી ધસી. ૩.

હાઉ—જા દીકરા ગુલાં, હવે અંદર જઇને ફરાગત થાઓ. કંઇ મંગાવવું હોય તો આપરા એદલને સોંફજો. પાંકયું કામ કરશે. (ગુલાં એદલ જાએછ) કેમ શાપુર, તું દ્હાડે દ્હાડે ફુગાતો કેમ ચાલ્યો? કંઈ ફીકર ચીંતામાં પડયોછ કે શું?

શાપુર—નારે બાપા, ફીકર ને ચીંતા આપણે કંઇ જાણતા નથી. ખુદાતાલા પસીનાના બે પૈસા આપેછ તેપર રાત દહાડો શુકર ગુજારૂંછ.

હાઉ—પણ ત્યારે નબળો કેમ થતો જાએછ, નબળો?

શાપુર—નબળો! ખાંડ ખાયછ ખાંડ! મારૂં શરીર મહેનતથી કસાયલું છે. હું આવો છેઉં પણ નબળો ના સમજતો. આએ હાથે તુંને ને આએ-હાથે તારા એદલને ઉંચકી જાઉં. ચાલ બકેછ શરત? આવી જા; છે હીંમત?

હાઉ—નારે બા, શરત બરત આપણે કંઇ જાણતા નથી. એ તો જરા તું મને તેમ લાગેછ તેથી બોલુંછ.

શાપુર—ભુલતો રએ, ભુલતો! જઇફ છેઉં પણ કામ પડે તો ૨૮) મણ ઘંઉની ગાલ્લી એક કલાક સુધી પીઠપર ટેકવીને ઉભો રેહું. ગીએજ મહીને જોડાને ખડી ચહડાવીને દશ કોસ ચાલીને ગીઓ ને આયો તોબી મારે મનથી તો કંઈજ નહી. જોઇતી મેહેનત, પુરતો ખોરાક, ખુલ્લી હવા અને ચોખ્ખાં મનની મીઠી ઉંઘ માણસને તંદરૂસ્ત રાખેછ. આએ તમે લોકબી છેઓની પાલી ગામના પાલીઆ? હરામ હજ્જમનું ખાઈ બાફેલા બટાટાની કાની પડી રેહેવાથી ચરબી વધે ને રોગીસ્ટ થાય. તમોને ચાબકે ચાબકે મારીને દોડાવ્યા હોય તોબી તમે અરધો ગાઉ ચાલતાં હાંફી જાવો, શેઠ મારા. હવે એ મારી વાત તો રહી, પણ તુંજ કહેની દોસ્ત, કે તારો દેખાવ બધો ભખાઈ ગીએલા જેવો કેમ લાગેછ?

હાઉ—તે ભખાઈ જતાં તુને બીહીક લાગતી હોશે, નહી વારૂં? પણ માસ્તર એક વાત જરા નવાઈ જેવી લાગેછ કે તારો ચેહરો લાલ

ચણોટી જેવો થતો જાયછ. પેણોસો ઉપરની ભરતીમાં આવી ચુકોછ તોબી નરો જાણે બાવળની ગાંઠ ને સીધો ટટાર! જરા કમરમાંથી કે બરડામાંથી વળેલોબી નહી, કેથા દુએજ દહાડા કાહડેલા લાગેછ હોં!

શાપુર—તેમ એમ કંઈ નથી. એ તો નેક નૈયતની નુરાંની છે. આપણું તો દીલ સાફ ને મન ચોખ્ખું, તે મન તનપર કશાંનો ભારજ નહી તો પછી કમર કે બરડામાંથી વળીએજ શાના? સીધા ને ટટારજ રહીએ તો! મારી તો ખાતરી થઈ ચુકીછ કે હરામ હજીસનો એક રૂપીઓબી લીધો તો તેના ભારથી બધું તન બદન વળી જાય. ને રૂપીઓ ત્યારે તો એક, પણ એવા એક પાપી પૈસાનો ભાર સેંકડો મણના બોજા કરતાંબી હૈયાંપર વધારે દબાણ કરે ને જીવ સાથેજ તે ભાર જાય.

હાઉ—(ફુગલાઇને) એ તારી બધી ડફાંશ ઉંચી મુક, ઉંચી!

શાપુર—નહી, ખરેખર તેમ છે તેથીજ કેહુંછ દોસ્ત, કે દીલના ડંખ ને મનની બેચેનીની સાથેની સેંકડો હજારોની બેકશાર પાડનાર પુંજી કરતાં નચીંતાઈથી મળતી જાડી પાતળી રોટલી ને હલકાં ફુલ જેવાં હૈયાંની મીઠી કરારી મને તો ઘણી ગમેછ, ને તેનું પરીણામ જોવું હોય તો તે આએ છે કે તંદરૂસ્તી સાથે આજે હજાર ન્યામત ભોગવુંછ. વારૂં નવલબીને તાંહાંના કંઈ સમાચાર? સોરાબ તો હવે આવી પુગો હોશેની?

હાઉ—હા, આવી સુવોછ તો ખરો. પણ કંઈ ઢંગધરો મુકીને આયોછ કે? અખણ ગીઆ, દખણ ગીઆ, પણ લખણ નહી ગીઆં. વળી અધુરી હુતી તે એક નવી એબ વધારતો આયોછ—કોઈની દુક-તીને કાહાડી લાયોછ.

શાપુર—તુંબી આરંગા મારવામાં ઓછો નથી લાગતો? આએ વળી એક નવો બુટ્ટો! (હાઉ માથું ધુણાવેછ) પણ કાંય, તું માથું કાંએ ધુણાવેછ?

હાઉ—માથું નહી ધુણાઉં તો શું કરૂં? રડું તે કંબખતને નામે? હું જો તુને એમ કેહું કે તે ચંડાલ ઉંચા કુળની એક નવજવાન ખુ-બીવંતી ને નેક ખસલત ઓરતને ફુસલાવીને કાહાડી લાયોછ તો પછી તું શું કેહે?

શાપુર—હું શું કેહું? હું એટલુંજ કેહું કે તે વાત જુઠી, બના-વટથી ઉભી કીધેલી છે.

હાઉ—જા ત્યારે તેને ઘેર જઇને તારી આંખ ફાડીને નજરે નજર જો.

શાપુર—નવલરા નવલખાનો એકપુરો બેટા સોરાબ આવું નીચ કરમ કરે! ખરેજ વાત માનવામાં નથી આવતી, પણ તું જ્યારે કેહેછ ત્યારે——

હાઉ—પણ વાત દુર કાંહાં છે? મ્હોડાં સામે છે. જાની તેને ઘેર—બધું આપોઆપ દેખાઇ આવશે.

શાપુર—અફશોશ! આવો એકમારગી, દીલાવર, નેક ખસલત છોકરો આવા એક અધમ ને નીચ કામનો શરીક કહેવાય એ કંઈ થોડાં દુઃખની વાત નથી. ગમે તે હો; હું જાઉં તો ખરો, મારી તો ખાતરી છે કે એવું કશું હોવું જોઇએજ નહી ને તે કરતાં તેવાં કોઈ નીચ કામનો તે શરીક થયો હોશે તો મને તો પોતાની શીકલ દેખાડી શકવાનો નથી. કેવો ગરવો છોકરો હુતો, જેના મ્હોડાં પરથી માંખ ઉડે નહી તેવો, તેની આએ શું હકીકત હું સાંભળુંછ! તે કરતાં નજરે જોવું વધારે સારૂં છે. આંખ ને કાનની વચમાં ફેર તો માત્ર બે આંગળનો છે પણ——

હાઉ—જો તું તાંહાંજ જતો હોય તો ચાલ સાથેજ જઇએ.

શાપુર—હા જઇશું. પણ મને જરા કેહેશે કે મારો દોલી તુને અવાર નવાર મળતો ભેટતો રેહેછ કે નહી?

હાઉ—ગ્રાએ તો નહીજ તો.

શાપુર—પણ અંહીના લોકોમાં તો એક ડાકટર તરીકે તે પંકાઈ ગીઆ હોશેજ.

હાઉ—(હસવું દાબી) નહી, છેક તમે ધારોછ તેટલો નહી.

શાપુર—એ તો અજબ વાત! પાંચ છ વરસ થયાં અંહી પડલો છે, પૈસે ટકે ને માલ મસાલે તેને મેં બધી વાતની સગવડ કરી આપેલી છે, તે તેતો આજે બધી વાતે ઉગી નીકળી એક ફુલફુલ ગબરૂ બની જવો જોઇએ.

હાઉ—તમે તેને રોકડ અવેજ જે આપેલો તે કેટલો વારૂ?

શાપુર—વળી કેટલો? મારી તમામ માયા પુંજી જેબી કંઈ હુતી તે બધી થોડી થોડી કરતાં તેનેજ હવાલે થઇછે.

હાઉ—શું કેહેવોછ?

શાપુર—ખરેખર મેં તેમજ કીધુંછ ને તેનું કારણ એ કે દુન્યામાં આજનેકાલ રસ્તો કાપવાનું કામ બહુ મુશકેલ છે, ને મુંબઈ જેવાં

શહેરમાં તો મારે તેની તલવાર જેવો રાહધાટ ચાલેલો, ને તેવે વખતે છોકરા પાસે પાંચ પૈસાનો જીવ હોય તોજ ભાવ પુછાય. ને એમ કરતાં પોસાતો પોસાતો મંડાઈ જાય.

**હાઉ**—તમારીબી કંઇ અજબ ગણતરી છે.

**શાપુર**—કહેવત છે કે પૈસો પૈસાને વધારે, ને તેથી મારી તો ખાતરી છે કે મારી પુંજી તેણે વધારીને આજે બેવડી બલકે તેવડી કરી નાંખી હોશેજ.

**હાઉ**—(એક તરફ) વાટ જોયાજ કરજે! તે મારા વાહલાએ તો બધું સફેસફા કરી મુકીઉંછ. (તેને) વારૂ ચાલશો? હવે આપણે નવલખીના મહેલ તરફ ફેરો મારતા આવ્યે?

**શાપુર**—મને તો જરા વાર લાગશે.

**હાઉ**—(એક તરફ) મુવો તું દળદર! [તે જાયછ, ગુલાં આવેછ.

**શાપુર**—ચાલ બેટા, તુંબી તૈયાર થઈજા. એએ તારો ધારવી રાખેલો ખાવીંદબી આવી લાગતો હોશે. (ગુલાં જરા ડોકી ધુણાવેછ.) તું એમ ના કર, બેટા. તેને જો તો ખરી, તેની સાથે બે ઘડી વાત તો કર, ને પછી તારો વીચાર બાંધ. એમ જોયા તપાસ્યા કે વસ્યા વાપરયા વગર અમથું મુડું ધુણાવવું સારૂં નહી. એ મારા બેટાને જોશે કે તરતજ તું તેની પરથી ફીદા ફીદા થઈ જશે. નરો નરો જાણે પચાસેક વરસની વાતપર હું પોતે જેવો હુતો તેવો તે તુને દેખાશે.

**ગુલાં**—મારા મોટાબાવાની શાન શીકલના માણસપર હું ફીદા નહી થાઉ તો પછી કોણપર થવાની હુતી?

**શાપુર**—બરાબર બોલી. હવે કેવી ડાહી લાગી? મારો દોલી આવતો હોશે, તેટલાં એક મઝાનું જેવું ગીત ગાવા માંડ.

**ગુલાં**— (રાહ—ઘડપણે વિવાહ છે ખોટારે.)

મન ભમે મુરખનું પરધનમાં,
કઈ કરે કલપના પળ છનમાં;
બસ બળે બળતરાં નિત તનમાં. ૧.

કદિ નહી નિરખતાં થિર ઠરશે,
વિન શ્રમે સુકૃતમાં ચિત ધરશે;
નહિ પડે ઉદ્યમની અડચણમાં. ૨.

નહિ ખરે નસિબ તો કંઈ ફળશે,
નહિ દયા પ્રભુતણી કદિ મળશે;
નહિ જડે ઈજત તો શુભજનમાં. ૩.

[દોરાબજી ડાકટર આવ્યાછ એવી
ખબર નોકર આપી જાયછે.

શાપુર—લેવો કેથા નામ દેતાંને વાર તેવણજ ખીરાજેછે. આએ નરો જાણે મારો બાહાદરજંગ; તેની પેશાનીજ હું તો બે ઘડી જોયા કરશ. ને તેના મીઠા હલકમાંથી નીકળતા ખુરા શરોદજ જાણે થોડીક વાર સુધી તો હું સાંભલ્યાજ કરશ. (દોલી દાખલ થાયછે, તેનો દેખાવ બધો ખવાઈ ગયલો, જાણે હાડકાંનું પાંજરૂં, ઉમર તો ૨૦–૨૫ ની પણ દેખાવે ૫૦–૬૦ જેટલો, તમામ લેવાઈ ગએલો. આવા હાલે તેને દુરથી આવતો જોઈ શાપુર ભડકી જઈ બોલેછે) એ-એ-એ કોણ! તે તો નહીજ હોય?

દોલી—(ધ્રુજતે સાધે) કેમ છેવો, મોટા બાવા? (બેહુ શેકહેંડ કરેછે.)

શાપુર—આવ, આવ, બેસ. બેટા ગુલાં, એની સાથે કંઈ વાત કરોની.

ગુલાં—(એક તરફ) અફસોસ! બીચારો લેલે ગુરે આવી રહ્યોછે!

દોલી—કેમ સારી પખે તો છેવોની, બાવાજી? જુઓની હું કેટલો બધો લેવાઇ ગીઓછ? છ એક વરશની વાતપર તમે મને મુકી ગીઆ ત્યાર કરતાં મારામાં ઘણો ફેરફાર થઈ ગીઓછ કેની વારૂ?

શાપુર—ખરેખર ઘણોજ ફેર પડી ગીઓછે.

દોલી—દુન્યાનો કારોબાર એમજ ચાલેછે, મોટાબા.

શાપુર—(એક તરફ) ધુળ તારે મ્હોડે પડે તેવી! (વળી જરા અંદેશો કરી) પણ નહી. વખતે સખત અભ્યાસ ને બોહોળાં કામના બોજા તલે બીચારો કચડાઈ ગીઓ નહી હોએ! (તેને ધીરજથી) એ આએ તેં શું કરી મુકયુંછ? આએ તારા શું હાલ? તારાં ઘરાકોને જુલાબ આપવાને બદલે તે પોતેજ રોજ જોલાબ લયા કીધો કે શું?

દોલી—વળી તેમખી કંઈ ખઇંજ તો! આપણો જોલાબ જો પુછો તો રોજ સહવાર સાંજ મળી કાચા બબ્બાની એક આખી બાટલી ખલાસ! ને રાતના બે પાંચ દોસ્તો સાથે હોઇએ ત્યારે મોડી રાત વેર

ઉજાગરો કરવાનો તે પાંચ સાત ગ્લાસ બીઆર જેવા ને કકરા પડતા ચંપીનનાં ગટ કરવાંજ જોઇએ. જો સાંભળો મોટાબાવા, શરાબની સીફત શું છે તે જરા કહી સંભળાઉંછ.

(ઈંગ્રેજી રાહ—"Ratti Madam is my Name.")

દોલી—વાટ નાન્સન્સ કેવું હમબગ—જોતા નહિ રીજન વ્હાય,
દ રાઈટ એન્ડ લેફટ એબ્યુસો—દારૂને લોકો કાંય;
ખાનાં પીનાં ને મોજેં—બસ ખરચો એવરી પાઈ,
આફતર ડેથ નન વિલ ટેલ યૂ કે—જરા તો પી લે ભાઈ.
(કોરસ) ટાંસો બસ શેમ્પેન—ટાંસો બસ શેમ્પેન,
બ્રેન્ડી શેરી ને મોજેલ—સોડા આઈસ એન્ડ જિન્જર એલ;
ટાંસો બસ શેમ્પેન—ટાંસો બસ શેમ્પેન,
બ્રેન્ડી શેરી ને મોજેલ—ક્યુર્સ ઈચ એન્ડ એવરી પેન.

વેર આલવેસ ઉંચા ડ્રેસીસ—સુનાનું વાચ એન્ડ ચેન,
આલ માઈજર્સને બળતાંથી—લેટ ઢેમ મરમર ઈન વેન;
દુનિયાની એવરી પ્લેજર—ચાખીને થાવો ત્યાર,
આલ્માઇટીને ત્યાં નહિ તો શું—જવાબો દેશો યાર.
(કોરસ) ટાંસો બસ શેમ્પેન—ટાંસો બસ શેમ્પેન,
બ્રેન્ડી શેરી ને મોજેલ—સોડા આઇસ એન્ડ જિન્જર એલ;
ટાંસો બસ શેમ્પેન—ટાંસો બસ શેમ્પેન,
બ્રેન્ડી શેરી ને મોજેલ—ક્યુર્સ ઈચ એન્ડ એવરી પેન.

શાપુર—(અજાએબીમાં થોડોક વાર વેર ગરક રેહેવા પછી) તું દારૂની સીફત સમજાવવા આયોછ કે કંઈ કામની વાત સમજવા આયોછ?

દોલી—અરે હા, તમે કંઈ જરૂરની વાત કરવા તેડાવ્યોતો તે શું વાત વારે?

શાપુર—તે વાત તો એ હુતી કે આગ્ગે ખુબસુરત છોકરી સાથે તુંને અદરાવવાનું મારા મનમાં હતું, પણ તારા ઢંગઢરા તો કંઇ ઓર જણાયછ ને તેથી હું તો વીચારમાં પડયોછ! કેમ બેટા ગુલાં, શું ધાર્યું? (ગુલાં ડણુકો કરી હસેછ) એમ ના કર બેટા, મારા દીકરાને એમ હસી શું નાખેછ? કેમ દોલી, તું શું કેહેછ? બોલ વહેલો——

દાલા—(ગુલાંને ટીકીટીકીને જોયા પછી) કોણની સાથે? આ જુવાન નાર સાથે? ખરેખર હું તો દીલોજાનથી ખુશી છેઉં. શરાબની ખુશ ખુમારી સાથે પરીચેહર નાંજનીનની મોહબતનો મીઠાસ આમેજ થાય તો પછી મઝાજ મઝા!

ગુલાં—એમ છેક ઉતાવળા ના બની જાઓ, મારા બુજોર્ગ તખીબ સાહેબ!

દોલી—અરે એવાં કામોમાં ઉતાવલજ સારી. એમાં ઢીલ કરવીજ નહી જોઇએ! લાલમ લાલ શરાબની જામો ઉઠાવવાનો વખત આવે ત્યારે તે ઉતાવળથીજ ઉઠાવવી જોઇએ.

ગુલાં—કેમ મોટાબાવા, તમારો શું વિચાર?

શાપુર—બેટા, હમણા તો એ વાત હવે માંડીજ વાળો. પછી જે થવાનું હોશે તે થશે. પણ અંહી આવ દોલી, મેં જે મોટી રકમો તારી ઉપર અવાર નવાર મોકલ્યા કીધી તેનું તેં શું કીધું વારૂ?

દોલી—અરે તમારૂં ભલું થાયરે મોટાબાવા! વળી શું કીધું? ખાધું ખવાડ્યું, આપ્યું લીધું. પૈસો ચંચળ જાત, તે કંઈ કોઈના હાથમાં ઠર પડીને રેહેખી કે?

શાપુર—ત્યારે પછી હવે તું શું કરશે? પૈસા ઉડાવી નાખ્યા તો હવે તું ખાશે શું?

દોલી—અરે મારા મેહેરબાન, એ શું બોલોછ? તમારા જેવા સુરેખી માથે બેઠાછ તો પછી ફકર હોયજ શાની? એ તો કેહેવત છે કે ખાનાર પીનાર ને સાહેબ આપનાર! ગુલાં સાથે લગન થશે તો વળી બીજો દહાડો છેજ!

શાપુર—(ધસીને તેના આંગ પર જઇ) કમબખ્ત લુચ્ચા——

ગુલાં—(વચે પડી) નહી નહી, મોટાબાવા,- જો તમે એ બીચારાના આંગને જરાબી છેડશો કેની તો તરત જુરી ભરાવવા જેવું કરી મેલશો જો!

દોલી—(લાડકેપણે) મોટાબાવા, એમ શું કરોછ? મારી તો તમારી પર બધી ઉમેદો બંધાએલી ને એમ તમો મને હમણાથીજ ધમકાવી શું નાખોછ! તમુને આબાદ ટાંકણે આવેલા જોઈ હું તો કેવો ખુશખુશ હુતો. છેલ્લી એક સો રૂપીઆની નોટ હુતી તેબી કાલેજ વટાવીછ ને હવે ખરચી ખુટી પડીછ વાસ્તે કંઇ મેહેરબાની કરજો——

**શાપુર**—તે ખરચી ખુટે તેની નવાઇ શું? મેં સાંભળ્યુંછે કે તેં ગાડી ઘોડાભી રાખ્યોછે; ખરી વાત કે?

**દોલી**—હા, એક શીગરામ; (જરા અટકીને) એક લેંડો (જરા થોભીને) ને એક મેલ-કોચ, ને ઘોડા તો ફકત બેજ રાખ્યાછે. પુછી જોવાની જોઇએ તો મારા કોચમેનને.

**શાપુર**—વાહ વાહ! શું ઝડફ! દીકરા દળનારીના ને નામ દારાશાહ શેઠ! ધુળપર લીપણું! વળી ગાડી ઘોડા શાના જોઇએ? ને તેભી વળી ત્રણ ત્રણ ગાડી ને બબે ઘોડા! ડાક્ટર થયો તે માથે શીગડાં ઉગીઆં હોશે! શીખવવા પાછળ ખરચ કરતાં કરતાં મારી ફુસ નીકળી ગઈ ને હવે રહ્યો સહ્યો પુરોજ નહવાડી નાખ્યો કે?

**દોલી**—અરે બાવા, તે તો જે થવાનું હતું તે થઈ ગીયું, અમથો કાંએ તમારો જીવ કુહુરાવોછ? ચાલો કંઈ ઝઠી દેવો. જોઉં તો મારા મોટાબાવા હમણા કેવી મસ મોટી કોથરી કહાડી આપેછ તે!

**શાપુર**—હા, હવે તો મોટા જેવા પાણકા છે.

**દોલી**—જાઓ, રહ્યું ત્યારે નહી આપતા તો. (રૂસાઇને જાએછ.)

**શાપુર**—(મન સાથે) ત્યારે આપણે તો બધું ખોઇ બેસીને હાથ ઘસતાજ રહી ગીઆ! ચેતો, યારો, ચેતો. પોરીઆઓને બસ જરા છુટા મુક્યા કે કંઇ મુદતનો બાપદાદાનો સંઘરેલો દલ્લો ધુળધાણી ને વા પાણી કરવાનાજ.

**ગુલાં**—પણ મોટાબાવા, તમે તો તમારા દોરાબશાહની ઘણીજ તારીફ કરતાતા કે મોટો કસરીઓ છે, ઉદ્યોગી છે, ને કંઈ ઘણું ઘણું કહેતાતા?

**શાપુર**—હા દીકરા, તે બધું ખરૂંજ હતું. પણ પોરીઆને કેથી માઠી સંગત લાગી તેનાં આએ બધાં ફળ. ચાલ જરા સોરાબને ઘેર જઇને તાંહાંનો રાહઘાટ તો કંઈ જોતો આઉં. [તે જાયછ.

**ગુલાં**—અરે મારા કાઉભાં, તું કાંહાં હોશે? શું ઉપાય કરૂં?

(રાહ—એક દીન તારીક તુજકો.)

પાક મ્હોબતની બજારે જો મળ્યો ખરિદદાર તે;
તુર્ત બદસંજોગથી જુદો થયો દિલદાર તે. ૧.

જે ઘડી બુલબુલ ઇન્તેજાર ગુલને જઈ મળ્યું;
તેજ પળમાં થઈ ગયું રે કિસ્મતી શેકાર તે. ૨.
જામ સાચા પ્યારની મ્હાહ મુશ્કિલે પામી ખરે;
રે ઝુટાઈ હોઠ આગળ લાવતાંને વાર તે. ૩.
આસમાનો રે મને કહેવો જરા તે ક્યાં હશે;
ક્યાર મળશે કેમ છે છોડી ગયો લાચાર તે. ૪.

---

## પ્રવેશ ૪ થો.

નવલખીના ઘરમાંનો એક ઓરડો. ગાલે ગલાથો દઈ અફસોસ કરતી મેહેરાં બેઠેલી જણાયછ. સુના બારી તરફ જોતી ઉભેલી છે.

**મેહેરાં**—હજી મારો સોરાબ કેમ આયો નથી ?

**સુના**—આવતા દેખાયછ ખરા. રસ્તામાં ચાલેછ તે જાણે મમાઈ ભપાઈનાં સો વાણ ધુબી ગીઆં હોય તેમ હાએ અફસોસ કરતા ચાલેછ—ઘડીકમાં ઉભા રઇ જઇ મનશુબો કરેછ ને વરી ચાલેછ—વરી ઉભા થઇ રેછ એમ તો કંઈ કોટલાં ગારેછ.

**મેહેરાં**—અરે ત્યારે તો તેડ, તેવણને હાંક માર, મોટેથી હાંક માર.

**સુના**—અરે તેવણ આવેછ રે આવેછ ! તેવણ પોતેજ આવેછ. એમ છેક સુનાં ઘાભરાં ના પડો.

[સોરાબ દાખલ થઈ ખુરસી ઘસડી બેસેછ; દીલ ઉસકેરાએલું ને મન ઘભરાયેલું છે; મેહેરાંપર નજર પડતી નથી.

(ઈંગ્રેજી રાહ—"My Own Native Land.")

**સોરાબ**—ફક્ત હું જગતમાં સખ્ત શું બખ્તનાં
વખ્તમાં જન્મ રે પામિયો;
સુખ્ન જો ના કહું લગનનાં લખ્તના
બખ્તમાં ના પડ ખામિયો;
એ ખોટું—કદિ નહી હું
રે મોટું—નહિ હું કરૂં
રે દુખો સૌ ભલે રંજનાં રગતનાં
હું સહું ગંજમાં ધામિયો.

**સોરાબ**—(મન સાથે) ત્યારે શું મારાં લગન છુપાઉં? પણ એ વાત મારી મેહેરાં આગળ છેડું તે કેમ? તેની આગળ એવી વાત કરવાની મારી જીભ ઉપડવાનીજ નથી. (ઉઠતાં) તારે તો બસ હવે કબુલજ કરી દેઉં કે પરણેલો છેઉં. હા, પણ ત્યારે પાયમાલી ને સત્યાનાશી વગર છુટકજ નહી. મને તો કશું કંઈ સુજજ પડતું નથી. ઓ મારી વહાલી, મારાં જીગરની પુતલી મેહેરાં! મારૂં તો હવે આવીજ બન્યું! હું તો ઉઠયો હવે દુન્યાંથી.

**મેહેરાં**—(ધીમેથી તેના ખભાંપર હાથ નાખી) કદીબી નહી, મારા વહાલા. જાહાં વેર હું હૈયાત છેઉં તાંહાં વેર મારા વહાલા જીગરને કશી વાતનું દુખ થવુંજ નહી જોઇએ. બોલ, બોલ મારા વહાલા, કે તારી પર શું ગજબ છે? તારો ચેહેરો જર્દ કેમ મારી જાયછ? તારા ડોળા એકેકપર ચઢી કેમ જાયછ? બોલ, જાન, બોલ, તારા જીગરના સદાના સાથી આગળ તારૂં દીલ ખોલ કે તારા મન પરનો ભાર ઓછો થાય. (સુનાને દુર કરવાની સોરાબ શાન કરેછ) પ્યારી સુના, તું જરા પાસેના ઓરડામાં જા, અમુને વાત કરવા દે. (સુના જાયછ) બોલ, હવે બોલ, પ્યારા, મોટામાં મોટી જે આફત હોય તે કહી દે.

(રાહ—ગમે દુરીસે જી જલતા હય.)

**સોરાબ**—પુછો ના વાત ઓ વ્હાલી નથી કંઈ લાભ કહેવામાં,
દુખી તું સાંભળી થાશે નફો છે ચુપ રહેવામાં. ૧.
સાંપે ગળી છછુંદરી—છે તેવો મુજ હાલ;
બોલું તો ખોઉં તને—ચુપ રેહેતાં ધન માલ.
સુડી વચ્ચે સોપારી જેમ છું હું હાલ તેવામાં. ૨.

**મેહેરાં**—વ્હાલા બેલાશક કહો—તે આફતની વાત;
કે તમ કાજે હું કરૂં—સહું મુજ સુખનો ઘાત.
તમારી જ્યારે છું ત્યારે ડરો ના સ્હાય લેવામાં. ૩.

**સોરાબ**—વસિયતમાં મારા પિતા—લખી ગયા છે આય;
જો હું પરણ્યો હોઉં તો—દોલત બીજો ખાય.
તને પામી સુખી છું વારૂસો બસ ખોઈ દેવામાં. ૪.

**મેહેરાં**—જે રીતે રાજી બનો—તે કરવા છું ત્યાર;
દુખ દેખો મુજ કાજ તો—ધિક મારો અવતાર.
સુખી સમજુંછ હું મુજને દુખો તમકાજ સ્હેવામાં. ૫.

**સોરાબ**—વધારે તે શું બોલું! વખત એવો સખત આયોછ કે આપણે બંદીખાને સબરશું ને આપણું આ ગુલેગુલાબ નીરદોશ પશુ સમાન બાળક પોતાના ગુજારા માટે લોકેલોકને દરવાજે રખડતું કરશે. (મેહેરાં રડમશ થાયછ) આ સખત હાડમારીમાંથી બધાંનો ઉગારો કરી શકે એવી તું એકલીજ છે. તારીથીજ બધાંનો છુટકો છે.

**મેહેરાં**—(ગમખાર દીલે પણ ખુશ ચેહેરે) ઓ, સોરાબ! સોરાબ! આએ તારી મારી તરફ કેટલી કમ મેહેરબાની? તારી ઉપર આવી પડનાર કોઇબી આફત ટાળવાનું મારા હાથમાં છતાં હું તુને એક ઘડી વાર પણ દુખી થયેલો દેખી શકશ એવો તુને વીચારજ કેમ આયો? પ્યારા ખાવીંદ, તારી ઉપરની આફત ટાળી તે પોતા ઉપર હોરી લેવામાં તો તારી મેહેરાં મોટામાં મોટું સુખ માનશે.

**સોરાબ**—(ઘણેજ ગમખાર મને) મોટામાં મોટું સુખ? ઓ! મારી વાહલી મેહેરાં, તુને તે હકીકત કહી સંભળાવવાને મારૂં મોહડું ઉઘડી શકતું નથી. પણ આપણ બધાં પર આવી પડનાર તંગાસી ને ભુખમરાના સખત આજાબમાંથી છુટવા સારૂ તુંને એવો એકરાર કરવો પડશે કે આપણે પરણેલાં નથી. આપણે પરણી ચુકેલાં છૈએ એટલું જો જાહેર થયું તો મારો તમામ બાપીકો વારસો પારકે હાથ જવાનો—મને એક ફુટી બદામ પણ નથી મળવાની—ને આપણે સદાનાં દુખના દરીઆમાં ગોતાં ખાયા કરવાનાં!

**મેહેરાં**—ત્યારે શું તું મને તજી દઈ છુટા છેડા કરવા ચાહેછ?

**સોરાબ**—નહી, તેમ નહી, મારી મેહેરાં, તેમ નહી. તું તો મારો હૈયાનો હાર છે. તું મારે ટોટે બંધાઇને રેહે, પણ હાલ તુરત તો એમ જણાવીને કે મારી પણયત બૈરી તરીકે નથી——

**મેહેરાં**—(અધીરી પડી) ત્યારે કેમ? બોલ, પ્યારા બોલ, પણયત બૈરી તરીકે નથી તો કેમ?

**સોરાબ**—તે બોલ મારે મોહોડે બોલાતો નથી, તે તું ચેતી લે——

**મેહેરાં**—ત્યારે શું પણયત બૈરી તરીકે નથી તો એક (ઘણેજ ગ-ગળતે સાદે) રાખેલી! એર એમજ તારી મરજી છે તો તેમ કહેવશ—મારો જીવ ધભરાયછ! તોબણ કંઈ નહી, કંઈ નહી. ઘણી મોટી ખુ-શીથી હું એમ કેહેવશ.

**સોરાબ**—વહાલી, આએ જે બધો અફસોસકારક દેખાવ છે તે ફકત થોડાજ વાર રહેવાનો છે.

મેહેરાં—(ઉસ્કેરાયલી હાલતે) એક પળ વારખી એવે નામે ઓળખાઉં એ કંઈ જેવી તેવી વાત નથી; એવે હીણે નામે ઓળખાઉં તે કરતાં મોત ભલું! પણ મારા ખાવીંદને ખાતર, તેના સુખને ખાતર, તેની એ ખાએશ છે તે પુરી પાડવાને ખાતર, લગનના મારા પવીતર કોલના કસમ લઈને કેહુંછ કે તારી પણયત બૈરીના માનવંત એલકાબનો હું દાવો કરશ નહી, પણ તારી એક ફરમાબરદાર——

સોરાબ—મારી પરેશાતેશની મુરતી, મારા આએ——

મેહેરાં—અફસોસ! એકજ વાતનો ઓફ! એકજ વાતનો અફસોસ! (ધસાંધસ રડેછ.)

સોરાબ—પ્યારી મેહેરાં, તું તો કહેતીતી કે ઘણી મોટી ખુશીથી એમ કહેવશ, તે ખુશી આએ કે?

મેહેરાં—(ધીમે સાદે) મારે પોતાને માટે મને મુદલ લાગતું નથી. રાખેલીના એલકાબથી મને લાગતી બેજાલતના ડંખની હું મુદલ પરવા કરતી નથી. પણ સોરાબ! વહાલા સોરાબ! ફુલ સમાન આ નીરદોશ બાલક કયે એલકાબે ઓળખાશે તેનો માહતમ ભર્યો અફસોસ મને થાયછ.

સોરાબ—આ કકલાટ મારાથી સાંખી શકાતો નથી. ગમે તે થાય. થવાનું હોય તે થાય. જોઈએ ભુખમરો ને તંગાસી આવે પણ હું તો——

મેહેરાં—(ઘણીજ કલવાઈને) નહી, ખાવીંદ, એમ ના કર. મને માફ કર. આએ મારો જે જોસ્સો ઉસકેરાયો તે એક માતાની મોહબતનો નહી દાબી શકાએ એવો ઉભરો હુતો. બસ હું તારે તાબેફરમાન છેઉં. વાસતે ગમને દુર કરી ખુશીને યાદ કર. (ઝીમાઈ જાયછ)

સોરાબ—મેહેરાં! પ્યારી મેહેરાં! જો જો, જરા મારી તરફ જો!

મેહેરાં—(જરા સાવધ થઈ) શું છે! કંઇ નથી! હું તો સારી પેરે છેઉં. એ મારા મન સાથની છેલ્લી તારતોર! એ મારા દીલની છેલ્લી આબકતાર હુતી! બસ હવે બધું સમાધાન ને ઠરીઠામ થયુંછ.

સોરાબ—(સુનાને છુપાઈને ઉભેલી જોઈ) વળી તું અંહીઆં કેમ આવી? (સુના એક ડગલું આગળ આવેછ) તું ત્યારની અંહીજ હુતીની? મેહેરાં, એને દાબેલી રાખવાની ઘણી જરૂર છે હોં! એ જાણીબુજીને તો નહીજ પણ પોતાની મુરખાઈથી કંઇ ભાંગરો વાટી આપણી તમામ બઠી બગાડી નાખશે.

**મેહેરાં**—તેની તું ચીંતા ના કર, મારા જાન.

**સોરાબ**—સુની, જો તુંને કહી મુકુંછ કે જેબી કંઈ અહીં બોલાયું ચલાયું હોય તેની કેથેબી ટેરૂં કરવી નહી.

**સુના**—અંઈ જેબી કંઇ બોલાયુંછ તેમાંનું થોડું ગણું તો સંતાઇને મેં સાંભળી લીધુંછ! અંહ!

**સોરાબ**—ત્યારે જો, હવે તારી ફરજ એજ છે કે એ વાતનો એક દુંબબી——

**સુના**—મારી ફરજ કરતાં મારી બાઈ તરફની મારી મોબતનું જોર એટલું છે કે તેથી કરીનેજ અત્યારવેર મેં તમારૂં ભદું બએમા કીદું. બાકી તમોને તો હું——

**સોરાબ**—વારૂં હવે તેની બધી વાત રહેવા દે. પણ કહેની વારૂં જોઉં કે તારાં બાઇ વીશે ઘરના ચાકરોએ તુંને કંઈ પુછયુંછ બુછયુંછ કે?

**સુના**—વળી ચાકરો જેવા ચાકરો તે પુછે પરછે નહી! મુવા ચાકરડાઓનાં મોનાં કંઈ સીવેલાં બાવેલાં તો નઈ હુતાં! મુવાઓ કંઈ સેસ્તરસો વાત તો પુછી રયા!

**સોરાબ**—અરરર! પણ તેં તેના જવાબ શું દીધા?

**સુના**—એ જવાબે જવાબ! વળી જવાબ શું દીએ! કંઈ નઈ!

**સોરાબ**—ત્યારે એ તો તેં ઠીકજ કીધુંછ. હવે આયે બીજું જે કેહુંછ તે ધ્યાનમાં રાખજે કે કોઈબી જો હમારાં લગન થયાંછ કરીને પુછે તો સાફ નાજ કેહેજે. સમજી કે? કેહુંછ તે બરાબર સાંભાળ્યું કે?

**સુના**—હા, સાંભએરે તો ખરૂં. પણ હુંસી કંઈ એમ ના ભા કેવાએ નઈ! કાંય, ના કાંય કઉં? કોઈ મુવાના ભાપની ચોરી ભારી છે કે? જો વાત લાએવાછ તે!

**સોરાબ**—કાંય, તુંને એક વખત કહ્યું તેની સમજ નથી પડતી કે?

**સુના**—(જરા રોબમાંજ) સમજ સાની પારવા નીકએરાછ? જેવું હોશે તેવું કેવાશે! એભી કંઇ કુંલીમાંનો ગોર ભોર છે કે હરસે ખાઈ જવાય!

**સોરાબ**—રાંડ ભરૂચો એંટાલ તે એંટાલજ! સુના, હું તુંને કેહુંછ કે મારી સાથે એમ ચેડાં કારી શકાશે નહી. જાંહાં વેર હું નાખતી કરરા તાંહાંવેર. નહી તો પછી વાત ભારી પડી જશે. બસ હમણા હું તુંને જે હુકમ કરૂંછ તે પ્રમાણે તુંને ચાલવુંજ પડશે. (સુના નાની શાનનું દોકું ધુણાવેછ) ને નહી તો પછી આએ સીધો રસ્તો છે. ચાલ, નહી પરવડતું હોય તો એકદમ ઘેર છોડીને ચાલી જા.

સુના—(જરા ખીજવાઇને) હું કંઇ ચાલી ભાલી જવાની નથી. (એક ખુરસી ઘસડી લાવી બેઉની વચમાં બેસેછ) જાય કાં? એના બાઇને ભદો મારો જી ધઉં. તેનાવાએ જતી વખતે એનાવોનો જુમ્મો મને સોંપપોછ તે એનાવોને મુકીને જવાશે તેકેમ? ભાયલા! ઘેર છોરીને ચાલીજા! (મેહેરાંને પસવારી) જી ધઉં તુંને, મારી ગેની ગાય!

સોરાબ—પણ હવે એનો જુમ્મો તારે માથે રહ્યો નથી. તેનો જુમ્મો હવે તેના ધણીને સર થયોછ એટલે તારે હવે વધારે માથાકુટ——

સુના—તો ધણી થઈ નીકયરાછ તો ધણીપણાની રીતે ચાલે. ધણીની ધણીઆણી ધાખલ એનાવોને ગણો ને પછી મને ખાસડું કાઢીને મારો જો હું એક બોલની બોલું તો!

મેહેરાં—મારી વાહલી સુના; તું એમ છેક કાંય સતાવેછ વારૂ? શું અમુને ખાખાવરખાં ને ભુખેમરતી હાલતનાંજ થયલાં તું જોવા ચાહેછ કે?

સુના—નારે! નારે! તુને ભદી ભલાઈઓ! શું હું હાથ પગ વગરની છઉં કે? શું હું તમારૂંજ પુરૂં કરવાને શકતીવાન નથી થવાની કે? અરે મારી ધીકરી, આએ બે હાથ ને બે પગ છે તો બાર જણાંનું હું પુરૂં કરી શકશ! તમે કંઈ મને ભારી પરવાના છઓ કે? તમુને તો મારી આંખોમાં ઘાલીને રાખશ. એનાવોનાબી હાથ પગ છે, જાં ગમે તાં જઈ અપોતું ઓરી ખાય! ખાખાવરખું ને ભુખમરો લાગે કોઈ અભાગીઆં નપુતાંને!

મેહેરાં—પ્યારા, તમે હમણા જરા એ વાત તાહાડી પાડો. એને મારી પાસે રેહેવા દેવો હું એને સમજાવશ.

સોરાબ—(જતો જતો) હાલ મારૂં મન ઘણું બેચન થયુંછ. વખતે હમણા પેલો હાઉ આવશે તો તેને કેહજો કે બે ત્રણ કલાક રહીને આવે.

મેહેરાં—વાહાલાજી, એમ તમે કચવાઓ ના. તમારા જીવને જર નીરાંત આપીને હીમત પકડો; હવે સઉ સારૂંજ થશે.

સોરાબ—માયાનો તારો એકેક નવો બોલ મારૂં જીગર ફાડી નાખેછ. શુગર કરૂંછ તે દાદગરના કે તેણે મારે વાસ્તે તારા જેવા એક ફીરેસ્તાને સાંધી રાખ્યોછ. [જાયછ.

**સુના**—શું નરમ ઘી જેવી વાત! હકધાર ધણીઆણીનો હક લુંટી લીએ ને પરણેતર બૈરીને નાકભુલ જાએ ને વળી તેવાં પાપી કામમાં હું મધધ કરૂં!

**મેહેરાં**—ચાલ સુના, હવે એ બધી વાત કોથળે નાખ. હું જે કંઈ કેહુંછ તેની તો તારીથી ના કહેવાશેજ નહી.

**સુના**—તે તો કોણ જાણે! તમે લોકો મારી પાસે આવું આવું જુઠું બોલાવો તો તે તો હુંસી બનવાનું નથી, હું તમુને કહી મુકુંછ બાઈ!

**મેહેરાં**—નહી નહી, જુઠું બોલવાની કંઈ જરૂર નથી, પણ તેવો કોઇ હીંગામ આવી લાગે ત્યારે તું મુગી તો રહી શકશે કેની?

**સુના**—હા, બલાસે તેમ કરસ, પણ તેભી તમારેજ ખાતર!

**મેહેરાં**—હા હા, મારેજ ખાતર. ચાલ તારે તું મને આટલી કબુલાત આપ કે અમારાં લગનને લગતી કશીબી વાત નીકળે તે વખતે તારે કંઈબી આમરદા કે ઉમરદા કર્યા વગર ચુપજ બેસવું.

**સુના**—જોખસી, તેમ કરસ.

**મેહેરાં**—નહી તે અમથું નહી હો! મને ખરી ખંખારીને ખાતરી આપ કે તેવી વખતે તું મુગી મંતરજ થઈ રેહેશે.

**સુના**—બાપના બોલ સીકે હું તેમજ કરસ. ઘણું સારૂં છે કે આએ બદાં કોઠાં કાવતરાંથી કાઉખાં અજાણા છે.

[ચાકર ખબર કરી જાયછે કે હાઉ આયાછ.

**મેહેરાં**—ઘણીજ સંભાળ રાખજે સુના; ધ્યાન રાખજે, અજાણતાં કંઈ બોલાઈ નહી જાય. એ સુવા મુજીને તો તું ઓળખેછ.

[હાઉ દાખલ થાયછ, તેને અણમનો આવકાર આપી દુર જઈ અણછતી બેસેછ.

**હાઉ**—(એક તરફ) આએ વાંદરી એ લોકોમાં ઠીક પળોટાઈ ગીએલી લાગેછ. એનેજ જરા છાપરે ચઢાવીને જોઉં કંઈ સાર મળેછ? (તેને ઇશારત કરી પોતાની પાસે બોલાવી) તું મારા સોરાબના ઘેરનું માણસ હોશે, નહી વારૂં?

**સુના**—હકાં! તેમાં તમારે શું?

**હાઉ**—હકાં! ત્યારે તું ભરૂચી લાગેછ. તારૂં નામ શું?

**સુના**—મારા નામસી તમુને કામ શું છે! મારૂં નામ સુના.

**હાઉ**—આહા! તારી ભરૂચની ટેકડીની શું તારીફ કરૂં! જાણે બાગે બેહેસ્ત ને તાંનાં લોક કેવાં ગાય ગુલાબ જેવાં!

સુના—હોસે!

હાઉ—પણ વારૂં આગ્ગે વાત શું ખરી, કે કોઈ ભરૂચાને ટેક-ડીપર ચાલતાં પગે ઠોકર વાગી તેથી છ મહીના સુધી તે ટેકડી સાથે લડયો કે—હે રાન, તેં મને માયરૂં!

સુના—જે લગ્ગેરો આય તેને જઈને પુછી આવો.

હાઉ—પણ તારી અદા ને રોનક જોઈ હું ખરેજ ઘણોજ ખુશ થાઉંછ. નરો જાણે એક ફરેસ્તો! તારો ઘાટ ઘટમ ને નુરાની ઘણાંજ સુંદર લાગેછ હોં?

સુના—ને મારી નજરમાં તમેબી તેવાજ લાગોછ.

હાઉ—હું? નહી, નહી. મારે વાસતે એ તારૂં બોલવું તો સરાગાત ભરીઉં કહેવાય. (એક ડેલી આપી) આયે ડેલી ગુપચુપ લઈ તારા ખીસામાં મુકી દે; એ તુને ઘણી કામ લાગશે, પણ તેને વાસ્ત એક બોલ પણ ફરીથી બોલતી ના હોં.

સુના—ખાતરજમા રાખજો મેરબાંન, કે મારેથી તમે એક સુખનબી સાંભળસો નઈ.

હાઉ—તમારા ઘેરમાં આગ્ગે બેઉ જણાંબી ઘણાજ ખુબસુરત છે હોં! આખું ઘેર જાણે ખુબસુરતીનું મથક છે.

સુના—જેમ તમે કગ્ગો તેમ ખરૂં!

હાઉ—હુ ધારૂંછ કે એમના લગનની ધુમધામમાં તુને તો બહુજ મઝા પડી હોશે, નહી? કંઈ જનસ બનસ કરી આપીતી? (સુના મુગી મંતર) એબી નહી કે? વારૂં કંઈ કપડાં લતાં? તેબી નહીં! ત્યારે કંઇ રોકડ રકમ આપેલી કે? એમ શું કરતી હોશે? એમાં શું આપણે કોઇની નીંદા તો નથી કરતાં? અલગતની વાત કરીએછ, ને તે કરતાં તું કંઈ એમ ધારેછ કે હું એવો કંઈ ખુબખ છેઉં કે તારી ખાનગી વાત હોશે તો ફોડી દેવરા?

સુના—જેવા ખુબખ તમે દેખાવા માંગતા નથી તેવી ખુબખ તમે મને શું કરવા ધારોછ?

હાઉ—(થોડાક વાર સુધી તેની તરફ શક ભરી રીતે ટીકીટીકી જોઇ) વારૂં જરા પેલી ડેલી કહાડી તેના પર ફરી નજર તો નાખ.

સુના—(ડેલી જોઇ) લગ્ગોની, આગ્ગે ફરીથી નજર નાખી! છે, કોથરી મારી પાસે સલામત છે, ને તમારા કયા મુજબ એને હું

તો છુપીજ રાખશ, પણ વખતે તમે તો કોઈ આગળ બોલી નઈ દઓ? છાની વાત તમે પેટમાંજ રાખી શકશોની?

હાઉ— અલબત, અલબત, પેટમાંજ રાખી શકશ.

સુના—તો તેમજ છાની વાતો હુંબી પેટમાંજ રાખી શકુંછ.

[જતી રેહેછ. બીજી તરફથી મેહેરાં કંઈ મસે આગળ આવેછ.

હાઉ—(એક તરફ) એ રાંડ ડાકણ તો જતી. રહી ને સાથે પેલી ડેલીબી ગુમ થઇ ને મતલબ તો કંઈ સરી નહીં. છટકું બરાબર મંડાયું નહી યાર! બાજી ઓવાઈ! પણ કંઇ નહી, હવે આપ્પે એનેજ ફફડાઉં. તાણા ટપલાથી એને અધમુઈ કરી નાખું ને જોઉં તેમાંથી કંઈ નીકળી આવેછ! (મેહેરાંને) બાઈ, આ નવલખીના મહેલમાં કોણના કુટુંબની અટકે તમે તમારી ઓળખ આપી શકશો વારૂ?

**મેહેર**—(ફફડાટ અને કેહેરમાં) વળી કોણના કુટુંબની? પેલા અભાગીઆં, બધી વાતના હીણાયલાં, જુલમગારેથી દુખી થયલાં, હીણ ભાયગના પણ પોતાની ઘાનતદારી પર મગરૂર ને મુસતાક રહેલા કાઉષ્માંનાં કુટુંબની. (કચવાટ ભરી રીતે) સોરાબજી હાલ જરા રોકાયલા છે તે બે ત્રણ કલાક વગર તમુને મળી શકશે નહી વાસ્તે હવે તમુને વધારે વાર આંહી બોટી રેહેવાની જરૂર નથી. બે એક કલાક રહીને આવજો——

હાઉ—(ભલાઈનો સાલ્લો ઓઢીને પણ તેને ખીજવવાની મતલબે) બાઈ, મને તમારી ઘણીજ દયા લાગેછ. એક જરથોસ્તી અને તેબી વળી ઉંચાં ખાનદાનવાળાંનાં ફરજંદ થઈ તમે આવી હીનપસ્તી ભરી હાલતે પારકા શખસ સાથે વખત ગુજારોછ તે જોઈ મારૂં રૂવેરૂવું કમકમેછ ને તમારા હાલ પર મને રેહેમ છુટેછ.

**મેહેરાં**—(તેને ચટકો લગાડવાની મકસદે) મારી આવી હીનપસ્તી ભરી હાલતનીબી તમુ જેવાને દયા છુટેછ, તે મને થોડા સધીઆરો નથી. પણ આટલી વાત યાદ રાખવાની છે કે, એક નીચ કાવતરાં બોર ઠગારોં, કોઈના અમીરી ખ્વાસના એકપુરાં ફરજંદને પોતાના એસ કબીલાથી દુર કરી, ગામેગામ ને દેશેદેશ રખડતું કરી મુકી તેની બધો દોલત તથા માલ મીલકત પચાવી પડી, આ ફાની જહાનમાં અમન ચમનમાં ફરતો હોશે, તેવા એક પાપી ચંડાલની તો

રોજે રસ્તાએજનને વખતે આટલીબી દયા આનારૂં કોઇ મલવાનું નથી. હાલ સોરાબજી મલી શકવાના નથી, બે એક કલાક રહીને આવજો.

[ એકદમાંજ ચાલી જાયછ.

હાઉ—આજે કંઇ ચોઘડીઉંજ સારૂં નથી. એની ઉપરબી ફાવી શકાયું નથી. ને હવે મને કંઈ સુજબી પડતું નથી કે હું કરૂં તે શું? અંહીંબી થોભી રહેવામાં હવે કંઇ સાર નથી. હાલ તો ચાલતીજ પકડ, બચ્ચા હાઉ.

[એક તરફથી તે જાયછ ને બીજી તરફથી શાપુર તથા સુના દાખલ થાયછ.

સુના—જી, મારા શેઠ ઘેરમાં નથી જી.

શાપુર—જા, જા, જઈને કેહે કે તારા બેહેસતી બાપના આગળા કારભારી શાપુરકાકા આયાછ.

સુના—શું તમે તેવણના ભાપના કારભારી થતાતા? હેં કે?

શાપુર—હા, ને તમે કોણ છેવો?

સુના—મારૂં નામ સુના છેજી, ને હું એ લોકોની સાથે છેક જંગબારથી આવીછ જી.

શાપુર—વારૂં, તાંહાંનાં લોકો કેવાં! વારૂં જંગબાર શેહેર કેવું! તાંહાંની ઈમારતો વગેરે તો તુને પસંદ પડી હોશે!

સુના—અરે ભએરૂં સેર, ને ઈમારત સાની બરીછ, ને ઘેર-બાર કોણનાં? ભદાં ઝાવરાં ઝુફરાં ને સાટકા સોટાના કડવા આવે તેવા મસ મોટા કોઠારજ તો.

શાપુર—તું મને બહુજ ગમેછ.

સુના—ને મારે મનથી તમેબી ઘણા મજાના ઘોસાકાકા જેવા લાગોછ!

શાપુર—(હસીને) ખરેખર? તુને હું મઝાનો ડોસોકાકો લા-ગુંછ? (એક તરફ) હવે જરા રંગ જમ્યોછ. વાત છેડવાનો સરસ બંગ એજ છે. (તેને) વારૂં સુના, તારાં શેઠ બાઇને પરણીઆને કેટલું થયું હોશે? (સુના ગુપચુપ સટકી જવાની તજવીજ કરેછ, પણ શાપુર તેને દરવાજા આગળ ઘેરીને) પણ તારે મનથી તો હું ઘણોજ મઝાનો ડોસોકાકો છેહુંની?

સુના—(હસીને) હાસ તો! હું કંઈ ના કઉંછ?

**શાપુર**—પણ ત્યારે એ લગન તો જંગબારમાં થયલાં કે બીજે કોઈ મુલકે? (સુના થોડાવાર ગંભીર દેખાવે જોયા કરી સટક દઈને જતી રેહેછ) ખરેખર હાઉએ કહ્યું તેવું કંઈ લાગેછ ખરૂં. લઓ સામેથી તેજ આવેછ. કેવો અફસોસ કે આવું એક સુંદર ઝાડ, ને તેનાં મુળીઆંમાંજ સડો લાગોછ! એનો દેખાવજ ગુવાહી આપેછ કે પોતાનાં કરતુકના ડંખથી તે ખવાતો ચાલેછ. (સોરાબ દાખલ થાયછ.)

**સોરાબ**—(અરસ પરસ ખેર આફીઅત પુછયા પછી) શાપુરકાકા, આપણે છુટા પડતી વખતે તમે જેવા હુતા તેવા ને તેવાજ આટલે વરસે આજેબી છેવો. તમુને જોઈને ઘણો ખુશ થયોછ.

**શાપુર**—હા, બધી વાતે તેવો ને તેવોજ છેઉં તો ખરો. રંગ રૂપમાં જુઓ કે લોહી માસમાં જુઓ, તન બદનમાં જુઓ કે દીલ મનમાં જુઓ, તો હું તો બા જેવો ને તેવોજ છેઉં. પણ જેવો મેં તુને જોયોતો તેવોજ બધી વાતે તુંબી આજે છે એમ તું છાતી ઠોકીને તારે વાસ્તે કહી શકશે કે? [મેહેરાં દાખલ થાયછ.

**સોરાબ**—(એક તરફ) આએ વળી નવા ચબોલા! તીરના નવા ઘા!

**શાપુર**—(મેહેરાં તરફ જોઈ) કેવું ઉમદા ગોહર! (તેની પાસે જઈ) ગુસ્સે ના થતાં બાઈ, પણ તમારી પેરાની ફરેસતાના જેવી, હોશાન પરીઆંઓને ઝાંખમાં નાખે તેવું છતાં તમો આયે મુસીબતે પુગાંછ! ખોદા સૌનો નેગેહબાન છે. તે અજીમ કુદરતનો ખાંવીદ પોતાનાં સઘળાં પાપી બંદાંઓ ઉપર મેહેર ને રેહેમ વરસાવતો રહેછ. લાવો તમારો નાજુક હાથ આએ જઈફ મરદના હાથમાં આપો. આએ જઈફ મરદના આશીરવાદથી તમને કશી ઈજા થવાની નથી, બાઈ. [ડોઓ ભરાઈ આવવાથી આંખ લુછેછ.

**મેહેરાં**—સોરાબ, સોરાબ! આએ બીચારો ભલો આદમી કમકમીને રડેછ! મને હવે અંહીથી જતી રેહેવાદે. "આયે નેક મરદની આંખોમાંથી વરસતાં ગમખાર આંસુથી મારૂં તમામ તન બદન કપાઈ જઈ મારૂં હૈયું લરજેછ. [મેહેરાં જતી રેહેછ.

**શાપુર**—સોરાબ, સોરાબ, મેં નહી ધાર્યુંતું કે——

**સોરાબ**—શાપુરકાકા, મારી ચાલચલગત પર કશીબી તાનાજની કર્યા વગર મુગે મોહડે જો મારા ઘરમાં આવવા જવા માંગતા હોવો તો ભલે આવો નહી તો——

શાપુર—નહી, નહી, મારેથી મુગે મોહડે એવાં એણ કોતક જો-વાય નહી.

સોરાબ—ત્યારે તો મેહરબાની કરી ફરીથી આંએ ઘરમાં પગ મુકશો ના. [તે જાયછ.

શાપુર—આંએ કેવો મામલો! મહારા એક વહાલામાં વહાલા ને કદરદાન શેઠનો છોકરો, આટલેથી આવડો ફીઘેલો, જેનો અમીરી ખવાસ તે મારી મગરૂરી હુતી, તે આવો નીવડયો, ને આજે હવે મને પોતાના ઘરમાં આવતો અટકાવવા નીકળ્યોછ. [તે જાયછ.

---

## પ્રવેશ ૫ મો.

હાઉના ઘેરનો એક ઓરડો.

(ઈંગ્રેજી રાહ—"Money Money.")

હાઉ—બખ્તાબાજીએ યારી—આ વખ્તે નહિ દીધી
તો તેનો શું મુજાકો છે ભાઈ,
કાલે ઈચ્છા સૌ મારી—આપોઆપે સીધી
પૂરી પાડું ઈલાજોથી કાંઈ;
હારી બેશું હું કાંય—જાયે સૌ જ્હાંનમ જાય
પણ કાવાદાવાએ જોઉં હું લાગ,
જીતું એ મારૂં કામ—રહેશે બંદાનું નામ
નહિ તો દેજો મુજ બેતાબોને આગ;
(કોરસ) ફલ્કો ફોડું—ખલ્કો તોડું
ઓઢું પાતાલોબી તારા નીચે લાઉં,
મુક્કો ખોડું—હું જો છોડું
પીછો તો મુજને ના કહેતા કોઈ હાઉ. ૧.

હિમ્મત ના હું તો હારૂં—છાતીનો છું ધારો
મ્હોડાંમાં આવ્યા છોડું નહિ બુકો,
કારજ સાંધું નહિ મારૂં—જો આ વખ્તે યારો
તો નાખજો મારાં મ્હોડાંપર થૂકો;

દહેશતથી છું અંજાન—હું પોતે જો શેહેતાન
જેવો છું ખરો સૌ વાતે બસ પૂર,
ચોરોનો છું સરદાર—મકકારોનો મકકાર
ન્હાસે ભૂતોખી મુજથી કોશો દૂર;
(કોરસ) ફલ્કો ફેકું—ખલ્કો તોડું. ૨.

[એદલ આવેછ.

**એદલ**—તમે તાં જઈ આવ્યેવા તે કંઈ ખુરા ખબર લાયવા કે? બૈરી પરણી લાયોછ એમ કબુલ કરેછ કની?

**હાઉ**—કબુલ કર્રી મરતો હોય ત્યારે પંચાતીજ શાની? અમે મસે ઘણીખી તાલ તલાવટ લગાડી, પણ નાપાકો બધાં એવાં તો ચીંધાં થઈ ગીઆંછ કે જરાખી પાસ જણાવા દેતાંજ નથી.

**એદલ**—(અફસોસથી) તવારે આપ્પે હું તો એમજ હારમાર થઈને ઘોલતોજ રેવાનો કે? અવે હાડખી ઘરડું થયુંછ તે જીવીજીવીને હું કાં વેર જીવવાનો! વખતે કંઈ અર એોનારત થઈ ભઈ ગેઇ ને હું એકાએક મરી ભરી ગીઓ તો પેલા હજાર રૂપીઆનો તો ઓરતો ભદો મનમાંજ રહી જશે! વાસતે અટલું કરો શેઠ, કે મરી જાઉં તે અગાઉ અટલા મળી જાય, તો વારૂં તે બે નજરે જોવાનોજ સદીઆરો લઈને પછી મરૂં! (નોકર ખબર આપી જાયછ કે રૂસ્તમ શેઠ આવેછ, તે ઉપરથી) વળી એ શાનાં ફાંફાં મારતો આવ્યેવો?

**હાઉ**—નહી, નહી, એ મારા ભતરીજાને મેંજ તેડાવ્યોછ.

**એદલ**—શું ધુળ મુકવા!

**હાઉ**—તેને હાથમાં લેવાની મારી બે મકસદ છે. એક તો એ જરા ભોળો જેવો છે તે એને ઉસકેરી મુકી એની મારફતે સોરાબ મેરીને ખુબ સતાઉં ને જોઉં કે એમ ચોમેરથી હંફાવ્યાથી કંઈ ઠેકાણું લાગેછ. ને બીજી મદસદ એ કે ગુલાં સાથે એને પરણાવી દેઉં. અગાઉ તો એ છોકરી લુખ્ખી હુતી તે પીડા બાહારો બાર પતાવીતી, પણ હવે વખત બદલાઈ ગીઓછ, પાંચ પૈસાની આવકવાળી ગણાયછ તે——

**એદલ**—પણ ગુલાંનો ધણી રૂસતમને મળવાથી તેનો તમુને શું લાભ થવાનો હુતો! એ તો એ ખાઈ જશે.

**હાઉ**—મારો કંઈ વીચાર એ છોકરાને કરી લેવાનો થાયછ પણ એ અભાગીઓ ભોળો ને સાથે વળી એફીનદાર મુઓછ તે તેનોજ જરા અફસોસ——

**રૂસતમ**—હું જાઉં અંહીથી? જેમ સાહેબનો હુકમ! લેવો આપ્યે સેવક જાયછ, સાહેબજી. [પાકીટ નાખી દેતો જાયછ.

**કાઉખાં**—(પાકીટ ઉંચકી લઈને) ઓ શેઠ, શેઠ, આપ્યે તમારી પાકીટ પડી ગેઈછ. [તે કંઈ સાંભળતો નહી ને ચાલી જાયછ.

ઈંગ્રેજી રાહ—"Dream faces Song."

આ જહાંનમાં છે—કોઇ તો ભુંડાં,
છે કોઇ નેકો—ખસ્લતે રૂડાં,
કોઈ બખીલો—કોઇ તો સખી,
કોઈ ભલાંને—જાયછે ભખી.
કોઈ અશીનો—વેસ તો કરે,
રાખી બદીની—ધ્યાનતો ખરે,
કોઈ ગરીબો—નેક નેમમાં,
નિત્યે ખુદાની—રહેછ રહેમમાં.
નેકી બદીની—આ બજાર છે,
કાંટા ફુલોની—સાથ ત્યાર છે,
પામે અશીઈ—આફતો ઘણી,
લે તે કસોટી—ભાઈ તું ગણી.

આપ્યેબી કોઇ અજબ ફીસમનો આદમી છે! ગમે તે હો. તરેહવાર ખવાસનો છતાં પણ ઘણો ભલો દીલગુરદા વાળો લાગેછ. એર, હમણાં મનેબી સબ્જર વાખ્યા પડેછ તો ખપ જેટલાનો એમાંથી ઉપ્યોગ કરી હાલ તુરત કામ તો ચલાવ્યે. (એટલામાં સુના પસાર થાયછ તેની ઉપર નજર પડતાં, મન સાથેજ) કોણ! મારી બેહેનની દાસી જેવી કોઇ લાગેછ! (વધારે ધ્યાનથી જોઇ) તેજ, તેજ! એ અહીં કેમ આવી લાગી હોશે? ત્યારે શું ધરમશાળામાં પેલાં લોકો બોલતાંતાં કે જંગબારથી એક ઓરત કોઈ પારસી સાથે નીકળી આવીછ તે વાત ખરી હોશે? (તેને હાંક મારેછ) સુના! સુના!

**સુના**—(તેને જોતાં વાર એકદમ ધસી આવી બાઝી પડી) ઓ મારા વાલા શેઠ! ઓ મારા કાઉખાં! જી ધઉં તુંને! જી ધઉં, કાંથી આઓવા? પણ કાંય મરૂં તમે એમ કરોછ? કંઈ ધુસમનને તાપ બરાગર ભરાઇછ કે!

**કાઉખાં**—હા, એમ કંઈ જરા છે ખરૂં.

**સુના**—વાએરે વાએ! આએ કેવા હાલ બેહાલ થઈ ગીઆછ!

**કાઉખાં**—એ તો કીસમતની વાત. ગમે તેવા હાલ બેહાલ થયાછ પણ ઈજ્જતની બેઈજ્જત તો થવા દીધી નથી! પણ વાઈ તું અંહી કેમ આવી લાગી? તું મારી મેહેરાંને કેથે છોડીને તો આવતી નથી રહીની!

**સુના**—તેનાઓને ઉં છોડીને આવતી રેઉં? તમારી પર કાગળ લખેલું તે તમુને પુગું નઈ કે?

**કાઉખાં**—નહી, કાગળ બાગળ કંઈ પુગું નથી. (એ સાંભળી સુના ચોંકેછ) કેમ એકાએક ચોંકેછ કાંએ? બોલની મારી બેન સારીપડે છે કે નહી?

**સુના**—(ધીમે સાદે) હા, હા, છે. તે તો મારી નરી ધરી જી નરાઈની ભરેલી સારીકાની છે.

**કાઉખાં**—ત્યારે તમારા લોકોનું અંહીં કેમ આવવું થયું? અંહી કોણને ઘેર ઉતર્યાંછ? તમે લોકો કોણની સાથે રેહેવોછ? (સુના વગર બોલવે ઉભી થઈ રેહેછ તેને) કાંય, એમ કાંય કરેછ? મેહેરાં કોઈ સાથે અદરાઈછિ પરણીછ કે? (સુના કંઈ બોલતી નથી) કેમ? કેહુંછ તે તુને સંભળાતું નથી કે? તે અદરાઈ પરણી હોય તો બોલની કે તે કોણની સાથે પરણીછ? (સુના હજીબી કંઈ જવાબ દેતીજ નથી) કાંય, તું બોલતી નથી? પરણી ગેઈ હોય તો કેહેની કે તે પરણી ગેઈછિ, તો પછી બસ. અરે બોલની! બોલની! જવાબ દેવા મોહોડું કેમ ઉઘડતું નથી? (એક તરફ) જેમ જેમ એ જવાબ દેવાની આનાકાની કરેછ, તેમ તેમ મારૂં મગજ બધું ફરી આવેછ. (તેને) કાંય, હજી નથીજ બોલવાની? હું તુને હવે મારી જુવાનીના કસમ આપીને છેલ્લી વખત પુછુંછ કે બોલ જલદી, તેનાં કોઈ સાથે લગન થયાંછ કે, ને હમણા તે રેહેછ કોણની સાથે? (સુના મુગીજ ઉભી રેહેછ) બસ! ચુપ ચાપ ને મુગી મંતર! ખેર, બોલતી નથી તો ના બોલ, તે છે કાંહાં તે મને કેહે ને જલદી મને તેની પાસે લઈ જા—ચાલ મ્હોડું ના જો!

[સુના ડઘાઈને તેને સાથે લઈ જાયછ.

## પ્રવેશ ૨ જો.

હાઉના ઘરનું દીવાનખાનું.

ગુલાં.

**ગુલાં**—જે દહાડાની હું અહીં આવીછ તે દહાડાની મારા કાઉખાંની તજવીજ કરાઉંછ પણ તેનો કેથે પતો લાગતો નથી તે શું હોશે! ત્યારે તેના મુંબઇ આવવાની વાત મેં સાંભળીતી તે શું ખોટી હોશે? વખતે હાઉકાકાને કાને વાત બાત જાય તો તેવણ મારીપર ખીટી બેસે તેની બીહીકથી કાઉખાંની ખુલ્લી રીતે પુછપરછ તો મારીથી કરવાઈ શકાતી નથી, હવે ત્યારે કેમ કરૂં? મોટાબાનેજ બધું કહી દેઉ? (રૂસ્તમને દુરથી આવતો જોઇ) એ આવ્યો હાઉકાકાનો રૂસ્તમ વળી પોતાનું માથું કુટાવવા આવેછ. (રૂસ્તમ આવેછ, ગુલાં જાણે જાણતી નથી તેમ હાથમાં કંઇ ગુંથવાનું લઇ ગાવા માંડેછ.)

(રાહ—તનુમ તનુમ તુમ તન દેરેના)

અરે ખિજવ ના મુરખ મને,<br>
કમળ ઉપર બસ મધન ભવર થઈ<br>
દિલ અરપણ મેં કીધું<br>
બીજું દિલ ચંપા હું ક્યાંથી દેઉં તને.—અરે૦

તે વિના હું જલું—નિત ભટકું<br>
મુરખા જુઠ્ઠા—પ્રિતની રિત તો<br>
મુજથી ન બને.—કમળ૦

**રૂસ્તમ**—(એક તરફ) હા, છે ખરી! શું એની મરોડ છે! ગાવાની લેહેજત શું મઝાની છે! સરોદ કેવો મીઠો છે! (પસાર કરેછ તેટલાં ગુલાં પાછું ગાવા માંડેછ.)

(રાહ—અબરે મજાલી રાત કાલી)

**ગુલાં**—ગમ ન પડે રે પ્રેમ પ્યારા,<br>
તુજ વિન વ્હેછ આંસુની ધારા,<br>
કાઉખાં, કાઉખાં. ૧.

જ્યમ ચાતક વર્ષાને માગે,
નહિ તો તરસી પ્રાણજ ત્યાગે,
તેવા હાલ થયા છે મારા,
કાઉચ્યાં, કાઉચ્યાં. ૨.

રૂસ્તમ—(એક તરફ) એ કાઉ કોણ મુઓછ? મારા રૂસ્તમ, મારા રૂસ્તમ એમ ગા. (એટલાંમાં બેહુની નજર એક થતાં) કેમ છેઓ બાઇ? ખુશ તો ખરાં?

ગુલાં—સારીપેરે છેઉંજી, તમારા હકમાં દુવા ગુજારૂંછ.

રૂસ્તમ—મારા સાંભળવામાં કંઈ એવું આયુંછ કે તમારો એક ઘણો નાદર વછેરો છે.

ગુલાં—એક વછેરો છે ખરો, પણ તમે ધારોછ તેવો નાદર નથી.

રૂસ્તમ—તો જોવોનીજી, અમારા લોકોનો એવો સરેસતો છે કે જારે કોઇની કંઇ ચીજનું લીલાંઉ કરવાનું હોય તારે અસલ માલની જરૂર કરતાં વધારેજ તારીફ કરીએ તો તે જલદી ખપી જાએ.

ગુલાં—(જરા તોરમાં) પણ તે વાતનું અહી શું કામ પડયું?

રૂસ્તમ—(ખશીઆણો પડી જઇ) નહી, નહી, હું ભુલ્યો. એ તો કંઈ બીજી વાત યાદ આવી ગેઇ તે વચે બોલાઇ ગેઈ! નહી, નહી, હું ભુલ્યો, ભુલ્યો. તે તો કંઇ જુદીજ વાત હુતી—જુદીજ વાત! લેઈ કરીને બાઇને કેહું કે હું જે પુછવા આયોતો તે વાત તો કંઇ અદરાવાને લગતી——.

ગુલાં—તે શું વળી? તેબી બોલી દેવોની!

રૂસ્તમ—(એક તરફ) અંહીં તો જીભજ ઉપડતી નથી! લીલાં-ઉખાનામાં કેવી લપાલપ લપલપી ચાલેછ ને અંહી જાણે આએ પો-રીએ મોહડું સીવીજ નાખ્યું હોય તેમ બંધ થઈ ગીઇછ.

ગુલાં—એમ એફસોસ શાનો કરોછ? બોલોનીજી? જે કહેવું કાવવું હોય તે કહી દેવોની?

રૂસ્તમ—(એક તરફ) એને જવાબ શું દેવો તેની સમજ પડ-તી નથી ને ધભરાટ થાયછ. જ્યારે કંઇ વાતની સમજ નહી પડે ત્યારે કાકાજીની શીખવેલી કુનેહ મુજબ, ડાકું ધુણાવવું. (ડાકું ધુણા-વેછ) હું આએજ કેહેતોતો; કેમ, હવે સમજ પડી કેની?

ગુલાં—હરમાનની પખી કંઈ ડાકું તો ધુણાવેલું દેખાયું! સમજ બમજ તો કશી પડી નથી.

રૂસ્તમ—(એક તરફ) તે અહીંબી કોણને પડેછ! (તેને) પણ વારૂ બાઇને કેહું કે જુઓની મને કંઇ પૈસા ટકા કે દોલત દુન્યાની ભુખ નથી. મને તો એક સારી જેવી ને શીખેલી ભણેલી, કેહેવાની કે તમારા જેવી, બૈરી મળે તો પછી કેથે ગર ગામડે જઈ રહી, એકાદ ઝુપડી લઇ સુખ ચેનમાં દહાડા કાહાડીએ.

ગુલાં—પણ એ બધાં પરથી તમે કહેવા શું માંગોછ?

રૂસ્તમ—કહેવા તો એટલુંજ માંગુંછ કે આજ કાલના કેટલાક છોકરાઓ બૈરી પાસેથી પૈસા લેઇને પરણવા માંગેછ તેમાંનો હું એક નથી. બૈરીને પૈસે હું પૈસાદારમાં ખપવા માંગતો નથી. આપણે જાતે એક ધંધાદારી છેઇએ તે કેથેબી લીલાંઉ કરવાનો ધંધો કરી આબરૂથી રોટલા પેદા કરશું.

ગુલાં—એ તમારા વીચાર ઘણા નેક છે ને મને તે પસંદ પડેછ.

રૂસ્તમ—જ્યારે તમુને મારી વાત નેક લાગેછ ને તમે મને પસંદ કરેછ ત્યારે તો ચાલોનીજી આપણે પરણી જઇએ!

ગુલાં—(એક તરફ) બીચારો કેવો ભોળો ભટ છે! (તેને) પણ જુઓની બા, મને ગામડે કે ઝુપડાંમાં રહેવા ગમતું નથી, તેથી હું તો જ્યારે પરણશ ત્યારે કેની, ત્યારે તો——

રૂસ્તમ—ત્યારે તો એ બધી વાતનો સાર એ નીકળેછ કે તમારી મારી સાથ પરણવાની ખુશીજ નથી.

ગુલાં—હા બા, એ વાત ખરી છે. (ગાવા માડેછ)

(રાહ—અબરે મજાલી રાત કાલી)

ગમ ન પડે રે પ્રેમ પ્યારા,
તુજ વિન વ્હેછ આંસુની ધારા,
કાઉખાં, કાઉખાં. ૧.

જ્યમ ચાતક વર્ષાને માગે,
નહિ તો તરસી પ્રાણજ ત્યાગે,
તેવા હાલ થયા છે મારા,
કાઉખાં, કાઉખાં. ૨.

**રૂસ્તમ**—(એક તરફ) મુવો કાઉ! કાઉને નામનો કાંહાં સેકો તાણ્યા કરેછ! (તેને) જી, માઋં નામ તો રૂસ્તમ છે.

**ગુલાં**—તમારૂં નામ રૂસ્તમ! વાહ! શું મઝાનું નામ! નરા જાણે આપણા રૂસ્તમ પેહેલવાન! (હસેછ)

**રૂસ્તમ**—(એક તરફ) છોકરી કેવી મઝાની છે! રાંક છે, મીઠી છે, ખુબસુરત છે, ને વળી બધી વાતે ભણેલી છે! (તેને) બાઇ, ખુબ નીગાહ પુગાડતાં મને કંઇ એમ લાગેછ કે હમારાં લીલાંઉખાનાની પખી જાંહાં છે તાંહાં તમારૂં દીલ માંગેટાંગેનાં ખાનગી સાટાંથી કોઇ સાથે અગાઉથીજ બંધાઇ ગીઉંછ!

**ગુલાં**—હા બા, એમખી કંઈ થયુંછ ખરૂં. (પાછું ગાવા માડેછ.)

(રાહ ઉપર મુજબની)

ગમ ન પડે રે પ્રેમ પ્યારા,
તુજ વિન વ્હેછ આંસુની ધારા,
કાઉખાં, કાઉખાં. ૧.

તારી સૂરત મુજ મન માની,
મળરે ખાનબહાદુર જાની,
ઓ મારા સુખનાજ સિતારા,
કાઉખાં, કાઉખાં. ૨.

**રૂસ્તમ**—(એક તરફ) ઓહો! હવે સમજ પડી. કાઉ તો કોઈ ખાનબાહાદુર મુઓ દેખું! ત્યારે આપણો કંઇ શુકરવાર થાય નહી! આપણે એક સાધારણ લીલાંઉવાળા પડયા, ને ઘણું થાય ત્યારે હાથમાં લાકડાંની એક નાની હથોડીના ધણી, પણ ખાનબાહાદુર તો મોટા શાળ દુશાલાવાલા કહેવાય, ને વલી ચાનના માન પામેલા! (તેને) ત્યારે બાઈ, તમે મારે વાસતે કંઇ "બીડ" કરતાંજ નથીની!

**ગુલાં**—તમારે વાસ્તે "બીડ" કરૂં, એટલે?

**રૂસ્તમ**—એટલે એ કે જાણે હું લીલાંઉખાનામાં વેચવા મુકેલી એક ચીજ છેઉં. એ ચીજ જાણે તમુને ગમેછ ને તમે તે ખરીદવા ચાહોછ, તેની જાણે તમે "બીડ" કરોછ, એટલે જાણે આપણે એક બીજાને પસંદ કરદન કરીને પરણી જઇએછ.

**ગુલાં**—અં હં! "બીડ" કરવી એટલે શું તેની હવે મને સમજ પડી. પણ જે ચીજની હું "બીડ" કરૂં તે ચીજ મને ગમતી હોય ને હું તે ખરીદવા ચાહાતી હોઉં તોજ કેની?

**રૂસ્તમ**—હા, તેમ હોય તોજ તો! નહી તો પછી વાત પડતી નાખ્યે.

**ગુલાં**—ત્યારે તો જો મારૂં કહ્યું માનો તો હાલ*તુરત એ વાત પડતીજ નાખશો તો ઠીક પડશે.

**રૂસ્તમ**—જેમ મરજી. વારૂ આજે આપણે મળ્યાં તો એટલું તો થયું કે એક મેક સાથે ઓળખાણ થઈ, તો તેબી કોઈ દહાડે કામનીજ છે. હવે છે સેવકને રજા? સેવક લાયક કંઈ કામકાજ હોય તો સુખે કેહેજો.

**ગુલાં**—તમારી ઘણીજ મેહેરબાની સમજુંછ. હાલ મારૂં એક ઘણુંજ અગતનું કામ છેબી ખરૂં, પણ મને તે તમુને કેહતાં——

**રૂસ્તમ**—કેહેવો, કેહેવો, ના ઓસકાવો. મારા સમ, કેહેવો. જો મારાથી બની શકે તેમ હોશે તો હું જરૂર તે બજા લાવશ.

**ગુલાં**—તમે મને ઘણા ભલા દીલના એક ઉદાર ગૃહસથ જણાવોછ, તેથી તમુને મારા ભાઈ બરાબર ગણી એક અરજ કરવા ચાહુંછ.

**રૂસ્તમ**—બેલાશક કેહેવો. હવેથી મને તમે તમારા એક ખરા ને વફાદાર ભાઈ તરીકેજ સમજજો.

**ગુલાં**—ત્યારે તો મારી અરજ એ છે કે ખાનબહાદુર કાઉબાં નામે એક જવાન પારસી ગૃહસથ થોડાક દહાડા થયા બહારગામથી અહીં આવેલાછે, ને તેવણ અહીંની કોઇ ધરમશાળામાં ઉતરેલા હોશે, તેવણનો જો મને પતો મેળવી આપશો તો જનમ સુધી તમારો ઉપકાર ભુલશ નહી.

**રૂસ્તમ**—હા, ઓએ મારા કાકાજી આવતા હોશે તેવણને પુછીને હું તેનો પતો મેળવીને તમુને લાવી આપશ.

**ગુલાં**—હમણા એ વાત કાકાજીને જણાવવાની મારી મરજી નથી. જો તમે મેહેરબાની કરી ખાનગી રીતેજ એટલું મારૂં કામ કરી આપો——

**રૂસ્તમ**—(જરા ગુંચવાડામાં પડી) હા. તેમબી કરૂં તો ખરો, પણ તેમાંથી વખતે કંઇ——

ગુલાં—તે વાતની ચીંતા કરવાની કશી જરૂર નથી. લેઓ જે ખરેખરી હકીકત છે તે હું તમુને કહી દેઉંછ. મારા હકદાર ખાવીંદ તરીકે હું કાઉખાંને પસંદ કરી ચુકીછ. અમારી બેઉની એકમેકપર સારી પ્રીત બંધાઇછ. ને લાંબા દહાડા થયા કાગળ પતરની મારફતે હમે એક મેક સાથ બોલથી બંધાઈ ચુકાંછ, તેથી જો હવે——

રૂસ્તમ—બસ બસ, ત્યારે મારે કશું વધારે સાંભળવાની જરૂર નથી. હું તેવણુનો ખાનગીજ રીતે પતો મેળવી તમુને જણાવશ.

ગુલાં—ભાઈ, હું આશા રાખુંછ કે આએ વાત તમે પેટમાંજ રાખી એટલું મારૂં કામ કરી આપશો.

રૂસ્તમ—બેહેન, તે વીશે તમે બેફીકર રેહેવો. એ કામનો જુમ્મો મારે માથે આવી ચુકો.

ગુલાં—તમારી પરથી બધી મરી જવશ.

[ઓવરણાં લેછ. રૂસતમ શેકહેન્ડ કરી જવા માંડેછ, તેટલાં સામેથી એક તરફથી હાઉ ને બીજી તરફથી શાપુર દાખલ થાયછ.

હાઉ—(એક તરફ) પોસ્યો ઠીક નીકળ્યો! છોકરીને રમાડી લીધી ખરી! ચાલ, એક નવો તાજો બીલ્લુ હાથ લાગો.

શાપુર—(જરા ગુસ્સામાં) હત રાંડ ડાકણ! એક બેગાના મરદને ઓવરણાં લીધાં! ને હાથમાં હાથ આપ્યો!

હાઉ—કાંય, કાંય, શાપુર? એમ ચીરડાએછ કાંય? એ તો મારો ભત્રીજો રૂસ્તમ છે; એને હું કરી લેવા માગુંછ ને મારી માલ મીલકતનો હું એનેજ વારસ ઠરાવવાનો છેઉ. છોકરો છેબી ઘણો કાબેલ તે આગળ જતે સુખી થશે.

શાપુર—તે કોણ જાણે!

હાઉ—તું શું એમ ધારેછ, કે હું તારી આગળ જુઠું બોલુંછ?

શાપુર—તે મારેથી કશું કંઈ કેહેવાઇ શકાતું નથી. તમે બધાં એક બારનાં કુતુલીઆં જેવાં છેઓ. મારા ભતરીજાએ મારૂં બધું ફના મકાન કરી મુક્યુંછ, સોરાબે મને બધી વાતે નાસીપાસ કીધો, મારી ગુલાં ઘણીજ નાદાન માલમ પડી, ને તું તો જેવો હુતો તેવો ને તેવોજ અથંગ ઉઠાઉગીર રહી ગીઓછ, વાસ્તે હું તો હવે પાછો મારે ગામ જતો રેહેવરા. [શાપુર ગુલાં જાયછ.

**હાઉ**—જોયું? મારા કહ્યા પ્રમાણે ચાલ્યો તો કેટલાવારમાં આએ છોકરીને રમાડી લીધી! પણ મેં ધાર્યું તે કરતાં તું જલદી ફાવી ગયો. હાં! વાઈ તેં તેને રમાડી લેવાની કેવી તાલ લગાડી?

**રૂસ્તમ**—તે હું કહી શકતો નથી, કાકા, પણ મારામાં કંઈ એવી કુનેહ છે ખરી, કે જેથી જવાન ઓરતોનો મારાપર જલદી વીશવાસ બેસી જાયછ. મારાં લીલાઉંઆનામાંથી તમે વારેઘડીએ જોયું તો હોશેજ કે મારી સીફતથી ઘણીક ઓરતો ઉલકાઈ જઈ ઝપાઝપ "બીડ પર બીડ" કરવા મંડી જતીતીઓ. [જવા કરેછ.

**હાઉ**—(તેને જતો અટકાવી) અરે જાયછ કાંહાં? એક માહાભારત કામમાં ફતેહ મળી તો હવે એક બીજું કામ હાથ ધરવાનું છે, ને તે એના કરતાં વધારે સહેલું છે.

**રૂસ્તમ**—કાકા, તમે તો કેથા કામના કહારણાજ થઈ પડયાછ! વળી તે કામ શું છે? બોલી દેવોની, જોઇએ?

**હાઉ**—તે કામ એ છે કે સોરાબના ઘેરમાં જઈ તાંહાં એક ઓરત છે તેને ખુબ બુમ પડાવવાની છે. તે કંઈ આબરૂદાર ઓરત નથી. વાસ્તે થાય તેટલી તેની મશ્કરી કરજે. એમાંથી મારી કંઈ મકસદ છે તે બધી હું તુને પછી ધીરજથી કેહેવશ. ચાલ હું જાઉંછ ને તુંબી મારી પછવાડે આવ. [તે જાયછ.

**રૂસ્તમ**—એ એવું અનઘટતું કામ મારીથી કેમ થવાનું હતું વાઈ? પણ કાકા કંઈ સમજે એવા માણસ નથી, તો હવે કરૂં શું? એવણને રાજી રાખવા થકી મારી ચેકીનદારીને ડાઘ લાગવા દેઉ? ના, ના, તેમ કંઇ બને નહી. હાઉ મારો કાકો થાયછ, પણ ચેકીનદારી મારો દાદો છે. [તે જાયછ.

---

## પ્રવેશ ૩ જો.

નવલખીના ઘરમાંનું દીવાનખાનું.

મેહેરાં ગમમાં બેઠેલી દેખાયછ.

**કાઉખાં**—(દરવાજા બહારથી) ચાલ જલદી, દેખાડ મને તે છે કહાં તે.

**મેહેરાં**—(કાન કરીને) હા, હા! આએ સાદ તો મારા જીભરાયા ભાઇના જેવો છે!

**કાઉખાં**—(અંદર આવતાંવાર ખુરશીપર ફસડાઇને બેસી જાયછે, મેહેરાં તેની સારવાર કરવા આગળ ધસેછે તેને હડસેલીને) દુર ખડી રેહે!

**મેહેરાં**—(અજબ થઇને) કાંય ભાઈ, એમ કાંય કરોછ? બોળા આચીને કાગરે ડાળે તમુને મળવાની વાટ જોતીતી, ને હવે જ્યારે ખોદાએ મારી અરજ સાંભળીને આપણને મેળવ્યાં, તો જરા અમસી કંગાલ ને દુખ્યારી બેહેનને પેટ પાસાંમાં દાબી તેનો જીવ ઠેરવો. (તેના પાસામાં ભરાવા જાયછે.)

**કાઉખાં**—(તેને પાસામાંથી હડસેલી કહાડી) મારી પાસે ના આવતી—ખબરદાર, કહી મુકુંછ. દુરજ ઉભી રહીને આએ પુછુંછ તેનો જલદી જવાબ આપ કે અહીં તું કોણુની સાથે રેહેછ! તું કોઈ સાથે પરણીને અહીં આવી રહીછ કે કેમ તે મને પેહેલાં જણાવ.

**મેહેરાં**—(ફુગલાઈ જઇને એક તરફ) હવે શું કરૂં? મારાં લગનની વાત છુપી રાખવાની મેં તો કબુલાત આપેલી છે, ને હવે જવાબ શું દેઉં! (તેને) કાઉભાઈ! કાઉભાઇ! અમસી બેહેન તરફ એકદમ એટલું બધું સખત થવાનું કંઈ કારણ?

**કાઉખાં**—હમણા કારણ બારણુ પુછવાની વાત બંધ કરી પહેલાં મને મારા સવાલનો જવાબ આપ, બસ!

**મેહેરાં**—જવાબ મળસે, ભાઇ, મળસે. નહી કાંય મળે! પણ જરા ઠંડા તો પડો!

**કાઉખાં**—જવાબ મળવાની જેમ જેમ તમો લોકો તરફથી આટીકાટી થાયછે તેમ તેમ મારા મનના વસવસા વધેછે!

**મેહેરાં**—તારા સવાલનો જવાબ મારીથી એકદમ દેવાઇ શકાતો નથી તેની મને માફ કર. હું એક બધી વાતની ખરેખરી કમબખ્ત પણ નીરદોશ નાર છેઉં, એટલુંજ હાલ તો હું કહી શકુંછ.

**કાઉખાં**—બોદાઇ રાહ એકજ છે. જવાબ દે કે તું પરણીછ ને એક ફીરેસ્તાઇ ખસલત બેહન તરીકે મારી ગોદમાં દબો, ને નહી તો—પણ સબરે, તું ફુગલાઈ જાયછ! તારો ચેહરો ગુનાહની ગુવાહી પુરેછ! તારી ઉપરના મારા હેતનો આએ બદલો આપ્યો?

**મેહેરાં**—(ઘણીજ કલવાઈને) કાઉભાઈ! કાઉભાઈ! જો એક જરા ધીરજ પકડ, જરા મારૂં કહ્યું——

**કાઉખાં**—ના, મારે બીજું કશું કંઈ સાંભળવું નથી. અએ નાતરસ ને નાકદર ઓરત, દેશેદેશ ને જંગલે જંગલ ભટકતો ને દરીઆ ડોહોવતો ફર્યો ને તેવી હાલતમાં હજારો મુસીબત ને વેદનાઓ મેં ખમ્યાં ને બબે વાર મોતના પંજામાંથી બચી હું આએ તરફ આવી લાગો તે વખતે, ઓ કંબખ્ત ઓરત! (ઉઠીને ઉભો થાયછે) આએ! આએ! આએ કંગાલ હાલત! (પાછો પછડાઈ બેસેછે) આએ નામોશીભરી હાલત જોવાની——

**મેહેરાં**—(તેને બાઝી પડી) વહાલા ભાઈ, પ્યારા કાઉખાં! જરા ધીરજ ધર. આકળો ના પડ. તારા મનમાં જે કંઈ બુરા ખ્યારા પેવસ થયા હોય તે દુર કર અને તારા સવાલનો જવાબ આપવા સારૂ એક દહાડાની—અરે નહી, નહી, ફકત એકજ કલાકની મહેતલ આપ. જો, જો, મારા જીવજાન ભાઈ, તારી કમનસીબ દુખીઆરી બેહેન ઉપર તારૂં જરાબી હેત હોય તો આએ મારી કાકલુદી કબુલ કર.

**કાઉખાં**—મારૂં હેત! તારી પર મારૂં હેત! અએ કંગાલ ઓરત! આટલી બધી બેજાલત છતાં મારા જીગરમાં તારી તરફના હેતના જુસ્સાનું લોહી એટલું તો દોડેછે કે જાણે અબ ઘડી તુને મારી ગોદમાં દાબું! હા! એકજ વખત! એકજ વખત! જે નેકબખ્તલત માદરના શીકમમાં તું નવ માસ પળાઇછે તે મેહેરબાન માદરની માન ભરી યાદને ખાતર, ફકત એકજ વખત આએ ગોદમાં તુને દાબુંછ! ફકત એકજ વખત! બસ વધુ વખત નહી! (તેને થોડોક વાર દાબીને દુર કરેછે, પણ જરા વારમાં તે પાછી દબાવા જતાં, ને તેને ગોદમાં દાબવાની ખાએશ છતાં કચવાઇને) હેફ પડજો મારા નબળા ખવાસ પર! (તેને હડસેલી પાછી ખસાડી નસોસ થઈ પાછો ખુરસીપર પડેછે.)

**મેહેરાં**—ભાઈ! મારા વહાલા ભાઇ! ઓ! તું ઝીમાઈ જાયછે જો! હવે શું કરૂં?

**કાઉખાં**—(ધ્રુજતે સાદે) હા, ઝીમાઇ જાઉં તેમાં નવાઈ નથી. સબબ આજ કેટલા કેટલા દહાડાથી અન્ન પાણી વગર ભુખ સેહુંછ!

**મેહેરાં**—(તુરત તેને કંઈ દારૂ તથા ખાવાનું આપી) જો વહાલા ભાઈ, આએ જરા મોહડાગમી કર. તારો કાળગરો જીવ ઉગાર! જો

ભાઈ, હું પગે પડુંછ, તારી આગળ સર નમાઉંછ, આટલું લે ને હોશીઆર થા.

**કાઉખાં**—(નરમ દીલે પણ રોબમાં ઉઠી) કમનશીબ ઓરત! મને વધારે સતાવ ના. તારા હરામ ઘેરની એવી કાંઇ ચીજ મારી સામે ધરી મને અપમાન ના કર.

**મેહેરાં**—વહાલા ભાઈ, હું સતાવવા કે અપમાન કરવા માંગતી નથી. (મન સાથે) ઓ સોરાબ, સોરાબ! તું જલદી આવી આએ કકલાટમાંથી મારી કંગાલ જીંદગીનો છુટક કર!

**કાઉખાં**—ઓહો! ત્યારે આએ નામ તે ખાનેખરાબ મુજી બચ્યાનું છેની? [ખોફમાં ધસારાબંધ જતો રેહેછ.

**મેહેરાં**—(કકલાટ કરીને) ભાઈ, ભાઈ, જરા મારૂં સાંભળ. જરા થોભ! (તે કંઈ સાંભળતો નથી ને જતોજ રેહેછ. મેહેરાં અંદર પાછી જાયછ, તેટલાં હાઉ તથા રૂસ્તમ ત્યાં આવી લાગેછ.)

**હાઉ**—(કંઇ ઠોકી) કોઇ છે કે?

**નોકર**—હાજર સાબ.

**હાઉ**—તારા શેઠને કેહે કે હોરમજી શેઠ આવેલા છે.

**નોકર**—સાબ, શેઠ તો ઘેરમાં નથી, બાઈને કેહુંછ. [નોકર જાયછ.

**હાઉ**—શું ધનેતર મકાન છે! નવલખીનો મેહેલ તો ખરેખર મહેલજ છે! અરે મારા હાથમાંથી એ જાએછ! તેથી એવું લાગેછ કે મારો જીવ જાણે પટકીને મરી જાઉં!

**રૂસ્તમ**—(ટકોર કરી) નહી કાકા, એમ ના કરો, જાંહાંસુધી તમારા જેવો એક બીજો સરસ હાઉ જનમે નહી તાંહાં સુધી મરવાની વાત ના કરતા! પણ ખરેખર ઘણું ઉમદા મકાન છે હં! આજે પ્રાપરટીના ભાવ ઘણા વધી ગીઆછ અને મારા જેવા લીલાઉવાલાની મારફતે વેચવા કાહાડે કેની તો ખાસ્સા ૩–૪ લાખ ઉપજે! આજે હેદરાબાદવાળા અંહીની ઇમારતો ખરીદ કરવા પર તુટીજ પડયાછ, તેથી ભાવ સારા આવેછ.

**હાઉ**—સુથારનું મન બાવળીઆમાંથી ખસતુંજ નથી. આવો એસકી ફાંકડો તુને બનાવ્યો ને હજી લીલાઉંનીજ વાત!

**રૂસ્તમ**—કાકા, એ તો કેહેવત છે કે તાહાડ જાએ રૂએ ને આદત જાએ મુએ, તેમ ટેવ પડી ગીએલી. વારૂ એ જગા ધણીઆતી હોશે કે કરજંદારી હોશે? જો દેણું ઘણું હોશે તો ભાવ ઉપજવો કઠણ!

**હાઉ**—(પાકી જવાથી) ઢેરના જણ્યા, તે હું શું જાણું! મુગો મુગો જે કામસર આયોછ તે કરની?

**રૂસ્તમ**—હં હં! કાકા, કાકા! મને ગાળ દેશો તો ફકર નહી, પણ હું તમુને પોતાને ગાળ ખાવા નથી દેવાનો! હું ઢેરનો જણ્યો એટલે કે મારો બાપ ઢેરો અને મારા બાપના તમે મોટા ભાઈ તેથી તમે ડબલ ઢેરા; એમ ઠીક નહી પડે!

**હાઉ**—મુગો મર! જો પેલી આવેછ.

**રૂસ્તમ**—હા, પણ તે બીચારી ઘણી દુખી થયલી લાગેછ.

**હાઉ**—ત્યારે તો ખુશી કરવા તારાથી જેટલા ટોલ ટપ્પા લગાવાય એટલા લગાવજે. હવેજ તારી હુશીઆરી જોવાનો વખત આવ્યોછ. [મેહેરાં આવેછ.

**મેહેરાં**—(આણમને) જરા બેસોજી. સોરાબજી એમ્બે આવતા હોશે. (એક તરફ) જલદી આવે તો ઘણું સારૂં.

**હાઉ**—મારી સાથે મારો ભત્રીજો રૂસ્તમ છે. રૂસ્તમ, એવણ સાથે વાતચીત કર, બેટા.

**રૂસ્તમ**—(તેને એક તરફ) પણ એ તો બીચારી રડેછ.

**હાઉ**—(તેને એક તરફ) પણ તેમાં તારા બાપનું નખ્ખોદ શું ગીઉં? રડેછ તો રડવા દે. એવી વેંડેલ ઓરતોને હમેશ એવાં રાંડીચરત કરવાની ટેવ હોયછ.

**રૂસ્તમ**—પણ આખર કરે તોબી એક ઓરત જાત છે કેની!

**હાઉ**—હવે એ બધી ફીલસુફી છોડ અને તારી પેલી કુનેહથી તું ઓરતોનો વીશવાસ તારાપર કેમ બેસાડી શકેછ તે કરી દેખાડ.

**રૂસ્તમ**—(એક તરફ) મને કાંહાં કંબખતી લાગીતી કે એની આગળ એમ બોસી મુવો! (મેહેરાં પાસે જતાં જતાં) હવે હું વાત તે શું કરૂં? (મોટે) બાઈ, બાઈ, આએ મકાન ઘણુંજ સરસ છે હોં; એનું જો લીલાંઉ કરવું હોય તો સેવકનેજ સોંફજો. પ્રાપરટી વેચવાનું કમીશન સેંકડે ૨) ટકા, ફરનીચરનું ૨॥) ટકા, ગ્લાસકામ, કોરીકામ, ઇત્યાદીનું ૫) ટકા——

**મેહેરાં**—ઠીક છે, તેનો વખત આવશે ત્યારે વાત.

**રૂસ્તમ**—ઘણી મેહેરબાની થઇજી.

**હાઉ**—(રૂસ્તમને) એ કંબખત, તું આએ શું ફાંફાં મારેછ? મેં તુને કામ શું સોફયું, ને તું તેને કમીશનના ભાવ શાના કેહેવા મંડી ગીઓ?

**રૂસ્તમ**—વળી શું થયું? તમે મને વીશવાસ બેસાડાવવા મોકલ્યોતો તે બેસાડયો. હવે જ્યારે લીલાંઉ કરવાનું હોશે ત્યારે મનેજ તે કામ સોંફશે.

**હાઉ**—હં હં હં હં! અરે ઉજબખ! એની ઉપર પ્યાર કર, પ્યાર! બીહિછ શાનો? હીમત ધરી આગળ વધ.

**રૂસ્તમ**—કાકા, મારૂં કહ્યું માનશો? આવો આપણે બેહુ જણા સાથે મળીને એવણ પર પ્યાર કરવા જઇએ?

**હાઉ**—(ઘણોજ ક્ચવાઇ) દુકતો બધી બાજી બગાડી નાખેછ! અરે મુજીના જણ્યા, જેમ કેહુંછ તેમજ કર.

**રૂસ્તમ**—વારૂં, વારૂં, તેમ કરૂંછ.

**હાઉ**—તો ઉતાવળો થા. વખતે બાજી હાથથી જશે ને આપ્પે બધું જે છે તે આપી દેવું પડશે.

**રૂસ્તમ**—પણ કાકા, મને જે લાગ્યા કરેછ તે તમારીજ દયા લાગ્યા કરેછ, કે હું પ્યારની વાત કરવા જાઉં ને તમે અહીં એખલા કાકાટૌવાની કાની ઠીમાયા કરો તો એમ કેમ પરવડે!

**હાઉ**—આપ્પે તો નાપાક કોઈ જબરા હારેમંદ સાથે કામ પડયુંછ! તુને કહ્યું તે હવે કામ કરવુંછ કે નહી?

**રૂસ્તમ**—પણ લેવાની આપ્પે જાઉછ.

**હાઉ**—જાઉંછ, જાઉંછ, ને હજી તો જાંહાંનો તાંહાંજ મુઓછ! ધસની! ધસીને આગલ વધની.

**રૂસ્તમ**—આપ્પે ચાલ્યો. (બીહીતો બીહીતો મેહેરાં આગલ જઈ) તમુને જોઈને હું ઘણોજ ઘણોજ ખુશ છેઉંજી!

**મેહેરાં**—(શેખમાંજ) પેલી સાંબે ખુરસી પડીછ તે પર જઇને બેસો!

**હાઉ**—(એક તરફ) હવે કંઈ ચટક કટક થાયછ ખરી! (રૂસ્તમને) બીસતો ના. ગબડાવ કંઈ બીજો ગોળો!

**રૂસ્તમ**—(તેની આગલ આવી) હવે બીજું શું બોલું, કાકા? એનું સત્યાનાશ જાય તે મગજમાં કંઈ હુતું તે તો નીકળી ગીઉં!

**હાઉ**—કોઇ ખરેજ હેમક નીકળ્યો! અપ્પે બાગે બેહેશતને જેબ આપનારી ખુબસુરત પરી! એવું એવું કંઇ સરાઆત ભર્યું બોલીને આગળ કામ ચલાવ.

**રૂસ્તમ**—ઠીક છે ત્યારે, હવે તેમ કામ કરૂંછ.

**હાઉ**—બોલવામાં કંઈ બાકાત રાખતો ના. બોલાએ તેટલું બોલજે. બીહીતો ના. કામ પડશે તો હું અંહીંજ છેઉં.

**રૂસ્તમ**—એમજ જ્યારે છે ત્યારે તમે દુર બેસીને શું કરોછ? ચાલોની તમેબી આવોની, કે એકથી બે ભલા, તેમ કામ થઈ જાય!

**હાઉ**—જો બચ્ચા, એમ ટાહેલુંજ કર્‌યા કીધું તો બધો ઘાણ બગડી જશે! હમણા પેલો સોરાબ આવી જશે!

**રૂસ્તમ**—લેઓ ત્યારે ચાલ્યો. (મેહેરાં આગળ જતાં) કાકા મરરે એમના એમ! આએ બીચારી દુખીઆરીને દુખ તે દેવાય કેમ? (હાઉ તેને ઉલકાવાની ઈશારત પર ઈશારત કરેછ) બેહેન મેહેરબાઈ——

**હાઉ**—(ઘાભરો પડી જઇ) રૂસ્તમ! રૂસ્તમ! દીકરા, મારી કબટની કુંચી! (ઈશારતથી પાસે તેડી) એ મોહબત એમ કરે કે? બેહેન કરીને બોલ કે?

**રૂસ્તમ**—ત્યારે શું માયે કરીને કહું?

**હાઉ**—અરે એ ઉજબગ, ગાવદી! મારાં પ્યારાં બાનું! દીલનવાજ નાર! દીલરૂબા નાજનીં! ગુલબદન! સીમતન! એવી એવી રીતે બોલાવ.

**રૂસ્તમ**—તો લેવોની તેમ કરૂં! મારી કાંહાં ના છે? (મેહેરાં આગળ જઈ ઘણીજ નરમાશથી) બાનુ, મારે વીશે તમારા મનમાં કંઈબી ઓછું લાવશો ના. કોઇ દુખ્યારાંને વધારે દુખી કરવાનું કામ હું ઘણાં મોટાં પાપનું સમજુંછ.

**મેહેરાં**—વારૂં બા, તમારા સખીઆરાના એ સખુનો માટે તમારી મેહેરબાની સમજુંછ.

**હાઉ**—(સુનાને દુરથી આવતી જોઇ) અરરર! એ પાપ કાંહાં નડવા આવેછ! [સુના આવેછ તેને તપકીરની દાબડી દેખાડેછ.

**સુના**—મને તપખીર સુંગવાની આધત નથી. (મેહેરાં તરફ જવા કરેછ)

**હાઉ**—(તેને તો તરફ જતી અટકાવવાની મકસદે) આપણે કીધું, હું એમ પુછું કે તારાં માએ બાપ કોઈ જીવતાં છે કે?

**સુના**—નહી, તેનાઓ તો ભચારાં સધાયવાં, ને તમે ભી હવે સધાવી આવો.

**હાઉ**—હું સધાવી આવશ તો તું શું ખુશી થશે?

**સુના**—તમે એમ ઉંધું ઉંધું શું સમજોછ? હું કઉંછ કે સોરાબશાને આવતાં વખત લાગશે તેટલાં સધાવી આવો.

**હાઉ**—એમ! એમ! વારૂ જરા ઠંડું પાણી તો લાવ.

**સુના**—પાણી શું કરવા? હમણા બાઇને વાસ્તે ચાએ આવેછ, તે તમારે વાસ્તેબી ચાએજ મંગાઉં. [તે જાયછ.

**હાઉ**—ચાલ પતી તો ઠીક થયું.

**રૂસ્તમ**—મારા કાકાજીની મરજી એવી છે કે તમારી સાથે હું પ્યાર કરૂં, પણ તમે તો પરણેલાં હોશો તો પછી આપણાથી કંઇ——

**મેહેરાં**—(જરા ઉંચે મને) બા, જરા જઇને પેલી તરફ ખુરશીપર બેસો. [પોતાની બેઠક પરથી ઉઠી કંઇ લેવાને મસે દુર થાયછ.

**હાઉ**—(તે દેખાવ જોઇ) શાબાશ! શાબાશ! પોરીઓ ફાવેછ ખરો.

[ખુશમાં આવી હાથ ઉંચા નીચા કરેછ તેટલાં સુનાની સાથે ચાકર ચાહે લઈ આવેછ તેને તેનો આંચકો લાગતાં હાથમાંથી બધું પડી જાયછ. હાઉ ફજેત બનેછ.

**સુના**—ઓ મરેરે! મુવો મેટ ભેટ થઈ ગીઓ કે શું? એ કુદેછ શાનો?

**હાઉ**—અરે કુદેછ કોણ?

**સુના**—હમણા તો મુવો ગેંડાની કાની કુઇદો, ને વળી પુછેછ કે કુદેછ કોણ?

**હાઉ**—અરે એ તો ખુરસીમાં કંઇ માકડ બાકડ હોશે કેની તે તેના ચટકાથી હું જરા ચમકયો તેનો આચકો લાગો, બીજું કંઈ નહી.

**રૂસ્તમ**—(તેની પાસે આવીને) કાકા, કાકા, એ શું છે? પેલી રાંડ કંઇ ધોલચો બોલચો લીધો કે શું?

**હાઉ**—અરે એ તો બગાસું ખાવા ગીઓ કેની, તે જરા હાથની અછાડ લાગીને પ્યાલાં પડી ગીઆં!

**રૂસ્તમ**—ત્યારે કંઈ નહી! પણ એની સાથે વાત બાત કરો કેની, તે જરા સંભાળીને કરજો. નહી તો રાંડ છે વાઉ જેવી, તે પાઘડીપર એકું બેઠાં નહી ઝાડી કહાડે! વારૂ પેલી તરફ મારૂં કામ તો ઠીક ચાલેછની?

**હાઉ**—હા, મંડાણ ઠીક થયલું લાગેછ. પણ એ પેલા સોરાબ સાથે પરણેલી છે એટલુંજ જો તે પોતાને મ્હોડે અંકે કરે કેની તો

બસ આપણું કામ થઈ ચુકું! ને એટલું અંકે કરાવવામાં જો તું ફાવ્યો તો પછી આએ નવલખાનો મેહેલ જાણે તારોજ થયો!

**રૂસ્તમ**—એમ કે? વાહુવા! ત્યારે તો ઠીક છે! એ મેહેલ ને સાથે તમારૂં ઘેરબી મારાં લીલાંઉખાનામાં મારે હાથેંજ વેચી કહાડસ! એ બેઉ મળીને ઘણી સારી રકમ ઉપજશે! (મેહેરાં પાસે જઈ વાત કરતો જણાયછ, તેટલાં સોરાબ આવી લાગેછ, મેહેરાં તેની પાસે જાયછ.)

**સોરાબ**—(મેહેરાંને) એ આએ પેલો પારસી કોણ છે?

**મેહેરાં**—આએ નેકબખતનો ભત્રીજો થતો દેખું. મને તમુને એક ઘણીજ જરૂરની વાત કહેવાની છે વાસતે એની સાથનું કામ જલદી પતાવો કે એ મુવો પતે તો તે વાત કેહું. એના દેખતાં બોલાશે તો એ મુવાનું વળી ચહડી વાગશે.

**સોરાબ**—ઠીક છે, આએ પરવારૂછ. (હાઉને) ચાલો સાહેબ, હવે આપણું કામ.

**હાઉ**—(બાજુએ રૂસ્તમને) કેમ, શું કેહેછ? કંઈ છે હીકમત? જો આએ બધો દલ્લો હવે જાએછ જો?

**રૂસ્તમ**—કરો ત્યારે હવે ત્રીઈ ટાઈમ'! ને આપી દેવો! એ નીચ રજાલાં પીંજારડાંનું એક દોહડયુંબી રાખવું હરામ છે. મારો એની છાતી સાથે જે એનું હોય તે.

**હાઉ**—હરવાયોરે તું મદદનો કરવાનો આવતો! કેથો ચોખ્ખો માથે પડે તેવું માણસ છે. (હાઉ તથા સોરાબ એક ટેબલપર બેસેછ, રૂસ્તમ તથા મેહેરાં બીજે ખુણે વાતે બેસેછ.)

**રૂસ્તમ**—(મેહેરાંને) આએ મારા કાકાજીને બધું આપી દેવું પડેછ કેની તે એવણના જીવપર આવેછ જો!

**હાઉ**—આએ બધી સરકારી લોનો અનામત છે. નંબરવાર એ બધી તમારા મુરબ્બીના હાથ દસકતની યાદીમાંથી જણાશે. એ બધી ૧) લાખ ને ૮૫) હજારની છે. આએ મુંબઈ તથા બેંગાલ બેંકના શેરો છે, તે ૧) લાખ ૧૭) હજારના છે. આએ બંડલમાં જુદી જુદી કંપનીઓના પરચુટણ શેરો છે. તે યાદી સાથે સરખાવી તપાસી લેવો.

[સોરાબ તપાસેછ.

**રૂસ્તમ**—(મેહેરાંની વીટી જોયછ) આએ તમારે આંગળે જે વીટી છે તે અસલના વખતની લાગેછ હો! (હસેછ)

**મેહેરાં**—(તેના હાથમાંથી હાથ છટકાવી લઇ) કાંય કંટાળો આ-પેછ, બાપુ! (રડવા જેવી થઈ જાયછ)

**હાઉ**—(રૂસ્તમને હસતો ને મેહેરાંને રડતી જોઈ) હજી છેલ્લી ઘડીએખી કંઈ રંગપર વાત ઉતરેછ ખરી. (સોરાબનાં ગેરવવાની મક-સદે) એ આએ બાઇ રડતાં કાંય હોશે!

**સોરાબ**—(રૂસ્તમ હસેછ, મેહેરાં રડેછ તે જોઇ) મેહેર રડેછ! અરે આવી શેખાઇ ને બેઅદબી મારાથી ઝાઝી વાર જોવાઈ શકાતી નથી. મારી મેહેરાં, જોઇએ તો બધાં પર આગ લાગો! સૌ ધુળ ધાણી ને વા પાણી થઈ જાઓ! પણ હવે! હવે! તુંને વધારે વાર આવી દુખ-ભરી હાલતમાં રાખવા ચાહતો નથી. નીચ મુજી ચંડાલોની નાલેસી ભરી જીભલીઓ હવે બંધ થવી જોઇએ! સાંભળ, એ હાઉ, જે ખરે-ખરૂં છે તે હું તુને કહી દેઉછ કે——

**મેહેરાં**—(તેનું મહોડું દાબી) ચુપ, સોરાબ! મુગો રહે! બંધ કર તારી જુબાન! [સુના આવેછ.

**સુના**—તમે ભદાં હવે અબોલાં થઇ જાઓ! આએ કોઈ જી ભરાયો આવેછ તેથી હવે જેભી કંઈ ધડો લાડવો થવાનો હોશે તે થઈ જશે! [ખુનપર ચહડેલો જેવો કાઉખાં આવેછ, બધાં ઘભરાઇ જાયછ.

**કાઉખાં**—(બહુ ગુસ્સામાં) આએ ઘેરમાં એવો કોણ મુજી બચ્ચો છે કે જે સોરાબનું નામ ધરાવેછ?

**સોરાબ**—તે રાખસ હું છેઉં.

**કાઉખાં**—તું છે તો હું કેહુંછ કે તું એક માહા કરપીણ મુજી રાખસ છે. [પીસટોલ તેના ઉપર તાકેછ, એક બાર થાયછ, સોરાબ તે છીણવી લેછ, મેહેરાં તેમની વચે આવેછ, બધાં દંગ થઈ ઉભાં રેહેછ.

**મેહેરાં**—ઓ ભાઈ, ભાઇ! મારા વહાલા ભાઈ!

**સોરાબ**—કોણ? તારો ભાઇ! (પીસટોલ નાખી દીએછ.)

**મેહેરાં**—ઓ ભાઈ, તમે જરા વીચાર તો કરો કે કોણને પીસ-ટોલ મારવા નીકળ્યાછ?

**કાઉખાં**—(દાંતીઆં પીસી) કોણને? હજી પુછેછ કે કોણને?

**સોરાબ**—વળી કોણને? મેહેરાંના પરણ્યા ખાવંદને!

**કાઉ-તથા-હાઉ**—મેહેરાંનો પરણ્યો ખાવંદ!

**સોરાબ**—હા, હા! તંગાસી આવે! ભુખમરો પડે! હજારો વીપતો ને લાખો આફતો આવી પડે! પણ આએ દીલ કમકમાવનાર દેખાવને હું હવે વધારે વખત ટકાવી શકતો નથી. મારી નેકખસલત પાકદામન ને ખરી ખુનીયાદીવાળી મેહેરાંને મારી પરણેતર મોહરદાર દાખલ એકદમ મોટી ઉકમાઈથી હું કબુલ રાખુંછ. (તેને ગોદમાં દાબી) આખી દુન્યાનાં સુખને ખાતર પણ, અરે કાહારૂનના મસ મ્હોટા ખજાનાને ખાતર પણ, આ મારી ફીરેસતાઇ ખસલત મેહેરાંના નામને એજાલત લાગવા દેનાર નથી.

**હાઉ**—(રૂસ્તમને) વાહુવા! ત્યારે નવલશા નવલખીનો હકદાર વારેસ તો હુંજ ઠર્યો. ચાલ હવે આપણું કામ થઈ ગીઉં. ખુશ થા.

**કાઉખાં**—મારી વહાલી બેહેન, મારી આંખની કીકી, મારા ગમના ઉતાર, મારાં ખાનદાનના નામની ગરૂરી, આવ, હરખભેર આએ મારા હૈયામાં ભરા, મારી ગોદમાં દબા, ને મારાં નાસીપાસ થયલાં જીગરને પાછું ઉમેદભર્યું કર! [એક હાથે ગોદમાં દાબી બીજે હાથે આંખ નુછેછ.

**હાઉ**—હીચકારો! બાએલો! સીપાહ બચ્ચામાં નામ ખપાવે ને ઓરતની પેઠે રડવા બેસે!

**કાઉખાં**—અએ નાતરસ આદમી! ખુબસુરતી, ખુબી ને નીરદોશપણાને તેમના ખરા ઝલકાટ સાથે પ્રકાશતાં ને પોતાના છાજતા મહેલમાં બીરાજેલાં જોવા પછી, મારી આંખમાંથી હરખનાં આંસુની ધાર જો નહી છુટે, તો એક સીપાહ બચ્ચાના માન ભર્યા એલકાબને હું મુદલ લાયક કહેવાઉંજ નહી. અએ જાલેમ, તું આટલુંબી જાણી રાખજે કે એક સીપાહ બચ્ચાનું હૈયું, નરમ પાણી પાયલાં પોલાદની તેજી તલવાર માફક, મોમદીલ હોયછ; દુખ્યારાના દુખના કકલાટ વખતે તે તલવાર જેમ દયાણપણે નમીને મરડાઈ જાયછ, તેમજ કોઈ જાલેમ કે પાપી ચંડાળને તેનાં કરતુકોના ફેજે પોંહોંચાડતી વખતે તે પોતાની કમાની ખાસીયત પાછી એખતીઆર કરી એક છેડાયલી નાગણ મુઆફેક ટટાર થાયછ, તેજ મીસાલે એક ખરા સીપાહ બચ્ચાનું હૈયુંબી હોયછ.

**રૂસ્તમ**—કાકા, એ આએ આટલું બધું બખારેછ ને તમે ઉભા ઉભા સાંભળ્યા શું કરોછ? કંઈ જવાબ દઈને ખખડાવી નાખોની!

**હાઉ**—(તેને) નહી, નહી. હાલ ઘણું થઈ ગીઉછ. થોડામાંજ સવાદ! ઘણું અતેરૂં સારૂં નહી. (સોરાબને) હવે પેલાં કાગજીઆં મેહેરબાની કરી સેવકને પાછાં સવાધીન કરશો?

**સોરાબ**—(ગુસાભર તે બંડલ અંગ પર ઉરાડી નાખી) આપ્યે રહ્યાં, લ્યો તે!

**હાઉ**—(પેલું બંડલ લઈ) હવે આપ્યે મહેલનો કબજો કયારે આપશો? કંઈ નહી, ધીરજથી, ઉતાવલ નથી. આજનું આજ દોડાદોડ કરશો ના. આજે નહી તો કાલેબી કબજો આપશો તો ચાલશે.

**સોરાબ**—એટલી બધી કંઈ જરૂર! મહેલનો કબજો અબઘડી લઈ લેવો.

**હાઉ**—ઠીક* છે, ત્યારે ઘેર જઈને કબજો લેવા માણુસ મોકલુંછ! (રૂસ્તમને)*હમણા તો ચાલ બચ્ચા, ગુપચુપ ઘેર જઈએ. નહી તો એ લોકોને હવે કાહાડવું પડેછ તે જીવ પર આવેછ, તે વખતે કંઈ છીટાં ખીટાં શોધશે. જોયું બચ્ચા? કામ ને કુનેહ તે એનું નામ! ખાતાં ખુટે નહી ને ખરચતાં ઓછો થાય નહી એટલો દલ્લો હાથ લાગો! [તે જાયછ.

**કાઉખાં**—(રૂસ્તમને જતો પાછો તેડી) શેઠ, આપ્યે તમારી પાકીટ પાછી લેતા જાઓ.

**રૂસ્તમ**—નહી, નહી, હવે એ રહેવાજ દ્યો.

**કાઉખાં**—નહી, એમ બનશે નહી. હું કેહુંછ કે એ તમે પાછી લેવો.

**રૂસ્તમ**—(એક તરફ) કોઈ ઘણોજ ભેજાંફ્ટેલ સુવોછ! (પાકીટ લેઈ) પણ વાતમાંને વાતમાંજ વખત નીકળી જાયછ, ને હજી મારે તો પેલાની ખોળ કરવાની છે. [જવા કરેછ.

**સોરાબ**—ચાલ કાઉખાં, આપણેબી હવે પાસેના દીવાનખાનામાં જઈ બે ઘડી આસાએસ લઈએ.

**રૂસ્તમ**—(ચોંકી ઝડપમાં પાછો ફરી મન સાથ) કોણ? કાઉખાં? ચાલ ત્યારે તો આપણુંબી કામ થયું. પણ વધારે વાતચીતથી એનો ગર તો મેળવું. (કાઉને) શેઠ, મેહેરબાની કરી સેવકનો એક સુખુન રાખશો? આટલી આપ્યે પાકીટ પાછી લેશો? *

* **કાઉખાં**—નહી, બા નહી. એક વખત ના કહ્યું કે નહી, તોબી અમથું કાંય માથું દુખવોછ?

**રૂસ્તમ**—ત્યારે તમે તો નહીજ લેવાનાની? જોઇશું આપણેબી, કે તમે લેવોછ કે નહી તે. (એક તરફ) કંઈ તાલથી ગુલાંના નામનો ભણકાર એને કાને નાખવો જોઇએ. (મોટે) શાપુરકાકાની મારી ગુલાં! હું શું કરૂં?

**કાઉખાં**—(અજબ થઇ)કોણ? કોણ? ગુલાં! શાપુરકાકાની ગુલાં?

**રૂસ્તમ**—અરે નહી રે યાર નહી! એ તો બીચારી એક બાઇની મને યાદ આવી કે જે બીચારી બળાપે——

**કાઉખાં**—(નીસાસો નાખી) પણ તેને શાનો બળાપો?

**રૂસ્તમ**—તમ જેવાઓને જેમ આએ પાકીટની દરકાર નહી તેમજ તે બીચારીનીબી નહી તેનો——

**કાઉખાં**—(નીસોસ નાખી) ગુલાંની મને દરકાર નથી?

**રૂસ્તમ**—હા તેવું કંઈ લાગેછ તો ખરૂં! પણ વારૂ આટલું આએ કબુલ રાખો. જો મારૂં કહ્યું માનો——

**કાઉખાં**—એની તો બા મને માફ કરો. પણ જરા મેહેરબાની કરી જણાવો કે એ મારી ગુલાં——

**રૂસ્તમ**—તેણે મને એમ કહ્યું કે——આએ પાકીટ એટલી કબુલ રાખો, મારા મેહેરબાંન. (એક તરફ) ને નહી તો બચ્ચા ગુલાંના બાબમાં સેવકને મોહડેથી એક સખુનબી તું સાંભળવા પામવાનો નથી.

**કાઉખાં**—(એક તરફ) મારી ગુલાંને લગતી હકીકતનો પતો જ્યારે એને હાથથીજ મળે એમ છે, તો તો, એને રાજીજ રાખવાથી તે મારી ઉમેદ પાર પડશે. (તેને) લાવ બા, તું જ્યારે એજ વાતની હુજત લઈ બેઠોછ તો લાવ, હું એ તારી પાકીટ માથે ચહડાઉંછ. (પાકીટ લેછ.)

**રૂસ્તમ**—દોસત, હવે કેવો મઝાનો લાગો! હવે તારી ગુલાંને જો મળવા ચાહતો હોય તો એક કલાક પછી મોબેદનો વેશ લઇને કાવશાજી પટેલના તલાવ આગળ મને મળજે. તમારા લોકોની મુલાકાત કરાવી આપશ. [જવા માંડછ.

**કાઉખાં**—(તેને જતો અટકાવી) દોસ્ત, જો તું વળી કંઈ મારી મશ્કેરી તો નથી કરતો? રસ્તામાં મળ્યાતા ત્યારે તો તેં મારૂં ઘણું ચાકવ્યુંતું, પણ હાલ વખત જુદો છે. મારી ગુલામાં મારો જીવ ભરાઈ રહ્યોછ, ને આએ જીગર બધું ફાટફાટ થાયછ!

**રૂસ્તમ**—નહી, દોસ્ત, હું મારા પોતાના જાનના કસમ લઇને તુને કહુંછ, કે હમણા હું તારી મશ્કેરી નથી કરતો. ગુલાં સાથે ખરેખરી મારી મુલાકાત થઈછ, ને તેના ખાસ ફરમાવવાથીજ હું તુને તેની સાથે મેળવી આપવા માગુંછ. [તે જવા માંડછ.

**કાઉખાં**—જરા થોભ, અએ ખુશબખતીના ફીરેસતા, તું કોણ નેક મરદ છે ને ગુલાંની ખાએશથી તું શી રવેશે વાકેફ થયોછ તે જરા મને જણાવીને પછી તું જા.

**રૂસ્તમ**—હું કોણ છઉં, ને ગુલાંની ખાએશથી હું શી રવેશે વાકેફ થયોછ, તે સઘળી વાત હું તુને પછી ધીરજથી કેહેવશ. હાલ તુરત તો તુને જે મેં કહ્યુંછ, તે મુજબ કરજે.

[તે જાયછ. અંદરથી સોરાબ તથા મેહેરાં વાત કરતાં આવેછ.

**મેહેરાં**—મારા વાહાલા સોલ, તમે ઘણા ગમગીન થઈ ગીએલા લાગોછ.

**સોરાબ**—નહી પ્યારી, હું ગમગીન નથી; જોકે પૈસો ટકો, દોલત દુન્યા ખોઈ બેઠોછ, તંગાસી ને ભુખમરો પોતાનાં ડાચાં વકાસી આપણી સામે ટગટગ જોતાં ઉભાંછ, તોપણ તારા પવીતર પ્યારના સાહ્યા તળે હું બધી વાતે ખુશ છેઉં. (શાપુરને દુરથી આવતો જોઇ) એ વળી શાપુરકાકા પાછા કાંય આવતા હોશે? કઢંગા બનાવોને લીધે તેની સાથે મારીથી તરછોડ થઈ ગેઇતી, પણ તે મારો ભલો ને વફાદાર ખેરખાહ છે એમાં તો કંઈ શક નથી.

[મેહેરાં અંદર જાયછ ને શાપુર આવેછ.

**સોરાબ**—ભલા શાપુર! તારાં પનોતાં પગલાં આ મુકામે જોઈ હું ઘણો ખુશ છેઉં.

**શાપુર**—(ઉંચે મને) હમણા ખુશ થયા હોવો તો કોણ જાણે, બાકી કલકિકની વાત પર આયોતો ત્યારે તો સાહેબનો કાંદો છેકજ બીલી ગીઓતો, ને સેવકને હુકમ વટીક થયોતો કે ફરીથી આએ ઘેરમાં પગ નહી મુકવો.

**સોરાબ**—શાપુરકાકા! શાપુરકાકા! એમ ગરીબ બચ્ચાંપર ખફા થાવોછ?

**શાપુર**—વારૂં ચાલ, એ તો બધું થયું, પણ તું હમણા ગમખાર જેવો કેમ થઇ ગ્રીઓછ?

**સોરાબ**—ગમખાર નહી થાઉં, કાકા? મારાં લગન થએલાં હોવાથી, બાવાના વીલની એક શરત મુજબ હું વારસામાંથી તદન બાતલ થઈ ગયોછ ને બાવાનું જે કંઈ હતું તેનો ધણીધોરી હોરમજ હાઉ થઇ બેઠોછ.

**શાપુર**—એમ કંઈ થાય? ગાંડો કેમ થયોછ?

**સોરાબ**—એમજ થયુંછ, કાકા, એમજ થયુંછ! એ બાપે બાવાના વીલની કલમ સાફ ને ખુલ્લીજ છે.

**શાપુર**—તારા બાવાના વીલમાં ખરેખરી એવી કલમ છે? એમ જો હોય તો મારા બુજર્ગ મુરૂબી, ખોદા તેના રૂહને બેહેસ્ત મુકામ બક્ષો, પણ ખરેખર તેવણ દોજખનો તોસો હાંસલ કરી ગીઆછ. તો-પણ હોરમજ હાઉ કંઈ તે કલમનો લાભ લઈ તમુ લોકોને એકદમ રખડતાં કરે એમ——

**સોરાબ**—એ પરથીજ માલમ પડેછ, કાકા, કે તમે તે ચંડાલ હાઉને પુરા ઓળખતા નથી.

**શાપુર**—ઓળખુંછ, ઓળખુંછ! ને તે કરતાં અત્યાર વેરમાં જો પુરતો ઓળખ્યો નહી હોશે તો હવે તો ઓળખશું! જાંહાં છે તાંહાં એ વીલમાં કંઈ દગો ફટકો થયલો લાગેછ. હું હમણાનો હમણા તેની પાસે જાઉંછ ને જોઉંછ કે તે શું કેહેછ! નવલખીનાં છોકરાં ભુખે મરે ને તેની તમામ મીલકતનો ધણી હાઉ થાય! એ બને તે કેમ? કંઇ એ-ટલું બધું અંધેર નથી વળી ગીઉ કે બધુંજ તે પચાવી પડે! ને એમ કરતાં ભલી ભલાઇથી પાંસરે રસ્તે નહી ઉતરશે તો પછી તેના બીજા રસ્તા ઘણા છે. બેટા, હીંમત ના હારતો, ખુદા જેવો સાહેબ છે, કંઈબી કરીશું. [તેઓ જાએછ.

---

## પ્રવેશ ૪ થો.

હાઉના ઘરનો એક ઓરડો.

હાઉ.

(ઈંગ્રેજી રાહ—"Kiss me quick and go.")

**હાઉ**—હું બાજી માંડી અંતે ફાવ્યો જીત્યો જંગી દાવ,
રે દારૂના શીશા ને જામો સાકી જલ્દી લાવ;
લાખોની માલેકી મારી શું બાકી જોઇયે યાર,
દુલા જીવે ખાઉં ખર્ચું—ફના ફાત્યે છું ત્યાર.
(કોરસ)
રે વેકો યારો નાચો ગાવો કૂદો મારી સાથ,
કે દલ્લો મોટો પામ્યો હું તો મારી જબરો હાથ. ૧.

એશો આરામો વાડી ગાડીનો હું રાખું શોક,
મ્હેલો બાંધું ઉપર પર પુરાઉં મોતીના ચોક;
છુટ્ટે હાથે બક્ષું સૌને શક ના રાખોરે કાંઈ,
માંગો યારો માંગો જલ્દી—જરા માંગોરે ભાઈ.

(કોરસ) ૨.

થોડા દહાડામાં સાળગરી છે મારી મુબારક,
તેની જ્યાફત કામાબાગે આપિશ તમને બેશક;
મ્હેર્બાનીથી તજદી લેજો સર્વે થાજો સામેળ,
ત્યાંથી જઈશું આલ્ફ્રેડમાં સૌ—નવો જોવાને ખેળ.

(કોરસ) ૩.

[રૂસ્તમ આવેછ.

હાઉ—જો બેટા રૂસતમ, મારી તો મોટાંમાં મોટી એક ઉમેદ પાર પડી. હું તો આજને કાલ નીહાલ થઈ ગીઓછ! હવે મનનો બીજો જે અરમાન અધુરો રહ્યોછ તે એજ છે કે તારૂં ગુલાં સાથે માથું ધોઈ નાખું.

રૂસ્તમ—(એક તરફ) કાકા પોમારે જાએછ તે જરા વધારે ઉલકાઉં. (તેને) કાકાજી, તમે મારે માટે મુદલ કાલજી રાખતા ના. મારૂં તો ગુલાં સાથે એટલું બધું નક્કી થઈ ગીઉછ કે આજ કાલમાં અમારાં લગનબી થઈ જશે.

હાઉ—એ શું બકેછ, ગધેડા? એમ કંઈ નાસાનાસ ને ચોરીછુપીથી એ કામ થાય કે? પેહેલાં તો પેલા શાપુરકાકાની રજામંદી મેળવવી પડશે; તેવણુની રજામંદી વગર કંઈ થાય કે?

રૂસ્તમ—(ટચકારી ફોડી) શાપુરકાકાની રજાની આટલીબી પરવા નથી. અમે બેઉ રાજી થયાંછ તો પછી શાપુરકાકા કોણ થાયછ? જીહાં ધણી ને ધણીઆણી રાજી તાંહાં શું કરે કોટવાલ ને કાજી! એમ એકેક પછી એકેક જણની રજામંદી પુછતા ફરયા તો પછી પરણી રહેવાયું!

હાઉ—પણ વારૂં ગુલાંની રાજી રજાવંદી તો છેની!

રૂસ્તમ—અરે છે, તે તો છે; ને તે કરતાં તેનીબી નહી હોશે તો તેની પણ બંદા દરકાર કરનાર નથી!

હાઉ—પણ જ્યારે તું એમ છેક માથું ઉંચકીને ફરેછ ને કોઈની રજામંદીની દરકાર કરતો નથી તો પછી વાત બંધ કેમ બેસશે?

રૂસતમ—કાકા, એ એમજ બંધ બેસશે! સેવકે જે મનસુબો કરી રાખ્યોછ તે એજ છે કે છોકરી ભલી ભલાઈથી સમજી તો તેમ, નહી તો રાતોવાઈ તેને ઉઠાવી કેથે પોબારા ગણી જશું.

હાઉ—પણ તેને ઉંચકી જવાનું કામ તારે એખલે હાથે કેમ થશે? તુંને તારી મદદ સારૂ કોઇને સાથે રાખવું પડશે.

રૂસતમ—તેનીબી ગોઠવણ કરીજ રાખેલી છે, કાકા. અમારા લીલાં-ઉંખાનામાંના જબરા એક બે નવઘણીઓને મારી સાથે રાખશ! એવાં પુતલાં અનામત ને સલામત ઉઠાવી જવાના કામમાં એ નવઘણીઓ ઘણા ખબરદાર રહેછ જો! હમણા થોડાજ દહાડાની વાત પર——સાહે-બનું એક મ્હોટું પુતલું તે લોકો ઉંચકી ગીઆતા તો પછી આએ જી-વતું ને ફુલ જેવું પુતલું ઉપાડી જવાનું તો ઘણું સેહેલું!

હાઉ—છટ છટ! એ કામ આવા અરભંગ નવઘણીઓનું નથી.

રૂસતમ—તેમ નહી તો મારો એક મોબેદ દોસ્ત છે. જાતનો મોબેદ છે પણ જબરો ને ખંધો છે! પાંચને પુરો પડ તેવો છે. એકાએક કોઇથી ખાંડીઓ જાએ તેવો નથી, તો તેનેજ મારી મદદે રાખશ.

હાઉ—હા, તે એમ કંઇ જોઈ તપાસીને કરશે તોજ ફાવશે ને આએ મોબેદબી શોધી કહાડયો તે ઠીકજ છે. વારૂ હવે આએ કુંચી લે. જો એ ચબની છે. માળપરની પેટીમાં એક ઇસકોટરી છે તેની આએ ચાવી છે. એ ઇસકોટરીમાં ગુલાંની જે કંઈ ધન દોલત—તેનાં બેતરો—વગેરે છે તેનાં ખત પતરો છે. શાપુરે તે મને અનામત રાખવા આ-પ્યાંતાં, તે તેમાં મુકેલાં છે, તેબી તારે હવાલે લેઈ લે કે પછવાડે વળી તેનાબી કંઇ વરવાંધો પડે નહી.

રૂસતમ—વાહુવા! ત્યારે પુરેપુરો તડાકો! નસીબ તે એને ક-હીએ! ભાગ્યોગ ઉઠવા બેસેછ ત્યારે કંઇ વાર લાગતો નથી. જો દુન્યામાં બધા ભત્રીજાઓને મારા કાકા જેવા કાકા મળે કેની તો તેમનું કેટલું દળદર ફીટે! (એક તરફ) થોડાજ વખતમાં બીચારા તરણ લાકડે લટકે!

હાઉ—પણ એક બીજોબી દાવ રમવો પડશે હોં!

રૂસતમ—(જાણે ઘણો અધીરો પડેલો હોય તેમ) વળી તે શું છે? બોલી દેવો, બોલી દેવો! કાકાજી, વળી કોઈ બીજીબી છોકરી ઉ-ઠાવી લેઈ જવીછ કે?

હાઉ—નહી. તે એ કે જાણે ગુલાં સાથે તું પરણી જાયછ તે વાતમાં હું રાજી નથી ને તમે લોકો જાણે મારી રાજી રજાવંદી વગરજ પરણી જાઓછ !

રૂસ્તમ—ઠીક છે, તેમ તો તેમબી કબુલ છે.

હાઉ—હું જરા તારા તકરારા કરશ, ને તમે બેહુ જણાને એક બેકથી છુટાં પાડી નાખવા વચમાં પડયા કરશ, ને તેવી વખતે તું મને આચકા ઉચકી મારી ખસાડયા કરજે.

રૂસ્તમ—અલબત, તેમ કરવુંજ પડશે તો !

હાઉ—ખરેખર આચકા ઉચકી મારતો હોય તેમજ કરજે હોં! નહી તો તું અમથો એોસકાઇને જરા ઢોંગ બોંગ કરશે કેની તો પકડાઈ જશે ને આપણે ફસી પડશું.

રૂસ્તમ—અરે એમ કંઈ કાચે પાએ કામ થાય? આએ જોવાની આવી રીતે જાણે જંઝપર ચઢયો હોઉં તેમ આચકા મારશ.

[જોરથી બે ચાર એવા તો આચકા લગાવેછ કે—

હાઉ—(બુમ પાડી ઉઠેછ) અરે બસ બસ! મુરખા, હમણા એટલો બધો શાનો ઉસકેરાઈ જાયછ?

રૂસ્તમ—ચાલો, હવે મારૂં બીજું કંઈ કામ તો નથી? ત્યારે હવે હું જાઉ?

હાઉ—હા, જા. (તે જાયછ.) આએ પોરીઆમાં આટલાં બધાં પાણી છે તેની મને ખબર નહી હોં! એનીથીબી ચોંકીને ચાલવું પડશે નહી તો કોઈ દહાડે આપણા કીધાં આપુનેજ એ પોરીઓ ભારી પાડી દેખાડશે! [એદલ આવેછ.

એદલ—બંદો તમુને વધાઈ આપેછ.

હાઉ—હા, વધાઈ લેવા જેવુંજ બધું પાકયું કામ પાર ઉતરયુંછ. બસ હવે એ બાબદ જાણે કશી કંઈ હુતીજ નહી તેમ વીસારી નાખ.

એદલ—ભલું તો વીસારી નાખશ પણ હજાર કેમ વીસરાએ!

હાઉ—હા, હા, મને તો તેની યાદજ નહી રહીતી જો; સારૂં થયું તેં યાદ દેવાડી તો, પણ ઘેરમાં તો રોકડા એક રૂપીઆબી નથી!

એદલ—તમારા શરાફપર ચીઠી આપો એટલે બસ. તેબી તેજ.

હાઉ—હા, ચીઠી આપતે પણ ખડીઓ કલમ કોણ જાણે કાંહાં અગોચરમાં પડયો હોશે.

એદલ—અરે ખડીઆ કલમને તે કટલો વાર! (લાવી હાજર કરેછ)

હાઉ—કેટલા? એક હજાર રૂપીઆની?

એદલ—હા સાબ, એક હજાર ને તેનું વ્યાજ.

હાઉ—વ્યાજ! વ્યાજ શાનું? નવલખીની પ્રાપરટી મારે હાથ આવવાને હજી તો કલાક બે કલાક થયા નથી તેટલા વારનું વ્યાજ શું હોય?

એદલ—એ તો સાએબ લાખની પાન કેવાય! થોડું ઘણું જે થાય તે હીસાબે આપો.

હાઉ—પણ થઈ થઇને વ્યાજ થવાનું તે શું હતું, કે અમથો હુજ્જત કરેછ?

એદલ—અરે સાએબ, તમુને તો હજારો લાખોનો તડાકો પએડો તેથી તમારે મનસે વ્યાજ કંઇ નઈ, પણ મારે ગરીબના ઘેરમાં તો વ્યાજના પાનશો તો હાથીનો પગ થયો.

હાઉ—(અજબ થઇ) એક હજાર રૂપીઆનું એક કલાકનું વ્યાજ પાનશો રૂપીઆ! હસાબ તો ઠીક ગણતાં શીખ્યોછ! (એક તરફ) તુરત વળા તો એને છેડવોખી ઠીક પડશે નહી. હજી બધી વાત તાજી છે. હાલ તો કંઈ બાહને એને એરવું, પછી થવાનું હોશે તે થશે. (તેને) વારૂ ઠીક છે. જા હમણા તો કેટલું વગેસગે કરવાનું છે. કાલબાલ આવજે.

એદલ—શેઠ, મારૂં ઘરકું હાર થયુંછ તે મને મારા જીવનો ભરોશો નથી વાસ્તે અટલા આપી દઓ. (તેના હાથમાં કલમ પકડાવેછ.)

(ઈંગ્રેજી રાહ—"Wst, Wst, Wst.")

હાઉ—રે ભાઇ જોની આવે વખ્તે હું શું કરૂં,
કે નાણું સંધું રોકાયું છે આજે ખરૂં;
છે થોડા દહાડામાં હુંડીની આશા મને,
તે આવે ત્યારે કેની ભાઇ આપું તને.

(કોરસ.)

એદલ—બાળીદે એક હજાર-ખાલી ના વાર લગાર,
ઠાળી વાતો છોડી દે ઓ કોચીના સાહુકાર;
તોળી દે એક હજાર-બોલી ના વાર લગાર,
ભોળી વાતો છોડી દે ઓ કોચીના સાહુકાર.

હાઉ—શું તારે કાજે કોઈની હું ચોરી કરૂં,
કે છતે પૈસે ભિક્ષા માંગી હાથે ધરૂં;
તું તો ડાહ્યો છે ભાઈ શુદ્ધી ક્યાંરે ગઈ,
શું ઘોડે બેશી આવ્યામાં છે લાભો કઈ.

એદલ— (ઉપલોજ કોરસ.)

હાઉ—(તેને ઉડાવેછ, કલમ ધરતોજ નહી) અમથું માથું કાંય ખાઈ જાએછ? એક બે દહાડામાં શું ખાટું મોડું થવાનું છે? હમણા તો જા ને જલદી નવલખીના મેહેલના હાલમાં બધું તૈયાર ગોઠવાવી નાખ. આજે રાતના એક મોટા જલસાની મીજલસ કરી તે શુભ મુરતથી આપણે તાંહાં જેઇ વસવાના છઇએ. ફર્સ્ટ રેટ તૈયારી રાખજે. કશી પાંતીની વાણુ કરતો ના. તાયફેખી ઘણો સરસ મંગાવજે.

એદલ—તવારે જુઓ શેઠ, તાએફેખી રેછ ઢંકીઢાળપર, અને તમારા ગુમાસ્તાનું ઘેરખી કાંદાવાળા મોહોલામાં છે, તો એક કામમાં બે કાજ કરતો આઉં; અટલી ચીઠી આપી દઓ!

હાઉ—અરે તેનું પછી થઈ રેહેશે! હમણા તો તું જા.

એદલ—તેનું પછી કેમ થઈ રેહે? તમારૂં ભદું નગદા નગદ ને મારૂં પછી, અટલે શું? મેરા તો ન્યા ને તેરા ક્યા! એમ તો પછી માણસનું દીલ ખાટું થઈ જાએ!

હાઉ—બસ ત્યારે તેં ઠરાવજ કીધોછ કે આવે સપરમે દહાડે તેં મારો જીવ કુહુરાવવો? વ્યાજ શાનું માગી મરેછ? જરા વીચાર કરીને જો કે તેં શું મોટી ધાડ મારીછ. ફકત વીલના એક ચીઠડાંને આગમાં નાખી બાળી નાખ્યું ને તેના બદલામાં એક હજાર રૂપીઆની રકમ થોડી પડેછ? હજાર કેમ થાયછ તે જાણેછ? દસ દસ રૂપીઆની એક સો ખીટીઓ થાય, ત્યારે હજાર કેહેવાય! વાસતે હવે છેલ્લું કેહુંછ કે મુગોમુગો જે કામ કહ્યુંછ તે કર ને રૂપીઆ સારૂ કાલે આવજે, નહી તો મારો મીજાજ ખીજાજ જશે તો એક પૈખી મેળવવા પામશે નહી.

[ જતો રેહેછ.

એદલ—મારૂં માથું ટણકતુંતુંજ! એના બદા ફેલ ફરેબથી હું વાકેફ હુતો તેથીજ તે વીલ બારી નાખેખું નઈ. નઈ તો આજે ચોખો હાથ ધસતો રહી જાતે! બચ્ચા હાઉ, તું હાઉ છે પણ હું તારો ખાઉં છેઉં; (રાપુર આવેછ, પણ તેના પેર એદલની નજર પડતી નથી.)

વીલને તો જીવની પેઠે સાચવી રાખી આજે મારા બદીઆનની અંદરના પડમાં સીવી લીધુંછ કે ધીસે ફરતાં એની ગરમીની ઉંફ રેએ ને રાતે સુતાં પોચા બીછાનાની ગરજ સરે! એતો હવે જવારે વ્યાજ શોકે પુરેપુરા હજાર મળશે તવાર પછીજ એ વીલ બાહારવામાં આવશે.

[શાપુર પર એકાએક નજર પડતાં ચોંકેછ.

શાપુર—એ તું શું બબડતોતો, એદલ? મારા કાન જરા ઉંચા છે તે મને સંભળાતું નથી! મને કંઇ કહેતોતો કે?

એદલ—(એક તરફ) આ તારો ભંદવો મરેરે! બેરો સુવોછ તો ઠીક થયું! નઇ તો મારો જીવ ઉડી ગીઓતો! (તેને) હા પુછતોતો કે તમે કાંથી ભુલા પડ્યેરા?

શાપુર—(એક તરફ) (વીલ બાળવાની વાત?) (તેને) આજે ફરતો ફરતો નીકળ્યોતો. (એક તરફ) પણ હવે એની પાસેથી આજે સાર ખેંચવો કેમ?

એદલ—શાપુરકાકાને કઉં કે ભંદાનેભી તડાકો છે હોં! હાઉના મોઠા કારભારી લેખે હવે તો નવલખીવાલા મેહેલની તકેદારી રાખવી પડશે!

શાપુર—અલબત! તડાકો પડવો જોઇએજ તો! એ તો કેહેવત છે ની કે ઘી ઢળે તે ખીચડીમાં.

એદલ—મહેલની આસપાસ રેહેનાર બધાં તેવાં ભાડુતોને એકધમ ખાલી કરાવી નાખી તાં મારા લાગતા વળગતાઓને લઈ જઈ રાખવાની મારી મંછા છે.

શાપુર—(એક તરફ) જાણે એના બાપનોજ મેહેલ! (તેને) હાથમાં વગલાગ આવે તો લાગતા વળગતાને નહી વરતાવીએ તો કોણને? એમ આપણાં સગાં વહાલાંપર મેહેરબાની રાખવાની આપણી ફરજ છે. આજે તારો વીચાર મને ઘણો પસંદ પડેછ. પેલા કેટલાક નાખે જીભ લગાડનારાઓ અમથા એમ કંઈ બોલતા ફરેછ કે અમે તો બા આપઅખત્યારીથી ચાલનાર, તે સગાં વહાલાં કે દરદોસદારોને વરતાવાનું કામ અણઘટતું સમજીએછ, તેમ તું નથી કરતો એ તારી લાયકી છે. (એક તરફથી) પણ એમ કંઇ બકતોતો કે બદીઆનની અંદરના પડમાં વીલ સીવી લીધુંછ તો તે વળી કયું વીલ હોશે!

એદલ—હવે તવારે હું જરા જાઉંછ હોં?

શાપુર—ઠીક છે. જા બા, જા. તારે માથેબી હવે કામની ધમાલ વધીછ તો ખરી! પણ દોસ્ત, આજના બધા તારા નાદર વીચારોથી હું

ઘણોજ ખુશ થયોછ, તો ચાલ આપણે ચાંપીને એક બગલગીરી કરી છુટા પડીએ. (ખુબ જોરથી કોટી કરતાં પેલું વીલ શાપુરને હાથે દબાયછ) (એક તરફ) વાહવાહ! લખત ને દસતાવેજ જેવું કંઇ મારે હાથે ચંપાયું ખરૂં! મને લાગેછ કે હમણા કંઈ વીલની વાત કરતોતો તેજ હોશે. ત્યારે કોઈ બીજું વીલ છે ખરૂં! (તેને) ઠીક છે, દોસ્ત. ત્યારે જાયછ? પાછો કયારે મળશે? એક બીજી કોટી કરીને જા. (તેને ફરી કોટી કરી દસ્તાવેજની ખાતરી કરેછ.)

એદલ—બાપ, તારી સાથે બે પાંચ વખત જો એમ ભગલગીરી થાય કેની તો પોંતોજ થઇ જાઉં જો! કટલી જોરથી કોટી કરેછ?

શાપુર—બ્યારે ઘણું હેત હોય ત્યારે એવીજ સજ્જર કોટી થાય! (એક તરફ) પણ હવે એ દસ્તાવેજ કેઇ સંતલસે હાથ કરૂં? (તેને) દોસ્ત, ત્યારે તો ફરીથી એક વખત——

એદલ—નહીરે મારા બપાવા, દબાઇ ચંપાઇને હું અધમુવો થઈ રહ્યોછ! જોઇએ તો આએ મારો હાથ લે. પેલા સુધારાવાલા શેકીન કરેછ તેમ શેકીન કર. (કાંસેછ) પેટ, કમર, ભડો ભદું ધુખી ધુખી આએંુછ!

શાપુર—(તેને શેકહેન્ડ કરતાં તેનો હાથ જોરથી દાબીને) કેમ એદલ, શેકીન કેવી છે?

એદલ—અરે બાપ, બસ, બસ! આએ મારો હાથ બધો લુલો થઈ ગીઓ. (હાથ દાબેછ.)

શાપુર—(તેનો હાથ હાથમાં લઈ જાણે ગભરાટમાં હોય તેમ) સબુર, સબુર! એ આએ શું? યા ખુદા! એ એકાએક એમ શું થઈ ગીઉં?

એદલ—(ધબરાઇને) શું છે? શું છે? બોલી દેની, ધોસ!

શાપુર—સબુર! સબુર! મને તારૂં જરા મોહોડું બરાબર જોવા દે. (ગંભીરપણે મોહોડું જોઈ) જોઉં, તારી આંખ જોઉં? (અફસોસ ભરી રીતે આંખ ચીરી જોયછ) ખુદા ખેર કરે! દોસ્ત, આજે સવારે સુતેલો ઉઠયો ત્યારે કંઈ ફેર બેર આયાતા? ધબરાતો ના હોં? ધબરાવાનું કામ નથી!

એદલ—(બીહી ધ્રુજીને) પણ બાપ, બોલ તો ખરો કે શું છે? (હાથ ધ્રુજાવી) જોની મારા હાથ ધ્રુજેછ તે!

શાપુર—એમ ધબરાઈ શું જાયછ? એમ તો તું કાલનો દુકાળ આજે પાડી નાખશે! હવે ચોર પકડાયોછ, ઝાઝી ફકર જેવું નથી.

જાતું જરા હીમત રાખ! પણ સબર, તારા ડોળા ફરી કેમ જાયછ? લાવ લાવ જરા પાણીનો ફટકો મારવાદે. આંખ દાબી રાખ.

[જોરમાં પાણીના બે ચાર ફટકા મારી તેને ધભરાવી નાખેછ.

એદલ—ધોસ. મને તો ધેધરાં છુટેછ! (ખુબ ધુંજેછ)

શાપુર—(દલગીર અવાજે) વળી મોહોકાણ! બીચારાનો કાજગરો જીવ! નાહક માર્યો જવા જેવું થાયછ! (વળી પેલું કાગજ જોવ છાતી પેટપર હાથ ફેરવી એક તરફ) દસ્તાવેજ તો છે ને ફર છે! (તેને) તારૂં હૈયું કેટલું ધડકેછ? હવે તો કંઈ દોડ કરવી જોઇએ!

એદલ—અરે અત્યારવેર તો હું કેવો સારીપએ હુતો ને ભટૂં એકાએક——

શાપુર—(ભડકાવાની મકસદથી) તો તેજ ઘણું ખરાબ! માણસ હલુહલુ માદું પડે તે પરવડે, પણ એમ એકાએક થાય તે માથે લોહી ચઢવાથી થાય; ને લોહી માથે ચઢયું કે માણસ પાણી પીવા ઉભું નહી રેહે! તોબા તોબા! હવે તો કોઈ દાકતરને તેડાવવો તો જોઇએ જો!

એદલ—ધાકતરો આવીને જીવ બચાવેછ તો ખરા, પણ ભલા આદમીઓ તો ખાલ કાહાડી નાખેછની! ફેરેફેરે ભભે ચારચાર રૂપીઆ ને વળી ધવાનું જુદું, તેથી મને કંઈ——

શાપુર—ત્યારે તું રૂપીઆ પૈસાને હૈડે ધરી કાજગરો જીવ ખોઈ બેસશે? (એક તરફ) એવા નાપાક મુજીઓ તો મુવેલાજ ભલા. (તેને) જો વગર મોતે મરી જવા માંગતો હોય તો રેહેવાદે.

એદલ—નહીરે ભાપ, મરી તે કેમ જવા ગમે? પણ જોજો, હમણા મને પસીનો ઘણો પડેછ તે વખતે સારૂં થઈ જશે! ગીએ વરસે મારા એક સગાને ધુખી આવેલું તે ધાકતરે ખુબ પસીનો પડાવી સાજો કર્‍યોતો.

શાપુર—તો પથ્થરના ભાઇ પાણકા! તે તો જેવું દુખ તેવી વાત! તે દુખ કોણ જાણે શું હોશે? પણ તારાં દુખપર પસીનો તો માહા ખરાબ! જેમ વધુ પસીનો પડશે તેમ તારૂં કૌવત ઓછું થતું જશે ને નાહકમાં—

એદલ—પણ તવારે કરૂં તે શું? આએ તુંબી કેછ તેબી કંઈ ખરૂં લાગેછ! મને બરાગર ચરી હોએ તેમ લાગેછ ખરૂં! કોઈ તેવો ઓળખાણનો ધાક્તર હોય ને ફેરાનું લેતો નઈ હોય તેને તેડાવની!

શાપુર—વારૂં ચાલ, તું ધભરા ના. મારો ભત્રીજો ડાકટર છે તેનેજ તેડાઉછ ને તે આપણી દોસ્તીના અવેજમાં મફત સલાહ આપશે.

એદલ—તારૂં બહુ મોટું સપારૂં થશું! .

શાપુર—ને વળી ડાકટરની એવો પંકાઈ ગીએલોછે કે તેના હાથથી આજ વેર એકુબી દરદીના જાનને તો જોખમ થયોજ નથી! (એક તરફ) જેને ઘેર મુદલ ઘરાકીજ નહી તો પછી જોખમ શાનો? (તેને) ચાલ, હાલ તો તું ઓરડામાં જઈ ડપટાઇને સુઈ જા. પણ જોજે હો કંઈ હવા નહી લાગે, ને દીલપર પસીનો પડયો હોય તે અંદરનો અંદર પચવા દેજે, દીલમાંથી કપડાં બપડાં કાહાડતો ના હો? નહી તો ઝટ કરતો હવાનો ઝપાટો લાગી જશે તો પછી ઓજજા!

એદલ—હું તેમજ કરશ; પણ ઘોસ, હું મરી ભરી જશ કે? આ પેટમાં અમરાએછ! ઠોરા વીચાઈ જાએછ! ઓ મારી ભપાઇની ભપાઈ મધધે આવજો! આતસબેરામ બાપ, ઘોસલાં ભાપાં, મુસ્કેલ આસાન કરજો! (જાયછ, વળી પાછો આવી) હું તો તાકો ઘડી કરતે હોં, પણ વારૂં તેં મેરબાંની કરી ધાકટરની સલ્લા મેલવવા કહુંછ તેથી તારૂં ઘણું સપારૂં થયુંછ. (જાયછ, ને વળી પાછો આવેછ) પણ ઘોસ, તારી મેરબાનીથી ધાકટર તો મફતનો મલેલો, પણ ધવાના પૈસા કોણ આપશે?

શાપુર—(જાણે તેનાં દુખથી દુખી થતો હોય તેવું ડોળ ઘાલીને) અરે બાપા, હું બધું તે નકી કરશ; તું તારે અંદર જઇને જરા હુંફમાં બેસની! (એદલ જાયછ) હવે પેલા ચંડાલ હાઉની ખંત ધરૂં. જો તે મુજીમાં દયાનો એક કતરોબી હોશે તો તેને મારા કેહેવાની મેહેર આવ્યા વગર રેહેશે નહી. નહી તો અંતે પછી એદલનું બનીઆન તો છેજ! [તે જવા કરેછ તેટલાં હાઉ આવી લાગેછ.

હાઉ—એદલ! એદલ! કાંહાં કહરાયો? આએ કોણ? શાપુર? તારી અંહી આવવાની મકસદ હું પામી ગીઓછ, શાપુર, પણ દલગીર છેઉં કે મોટા કારભારીની જગા હું તુને આપી શકતો નથી.

શાપુર—(એક તરફ) કાંહાં મરેછ? હું એનો કારભારી થાઉં? (તેને) નહી, નહી, મારી તેવી કંઈ મકસદ નથી. હું હવે પોણોસો ઉપરની બરસીમાં ભગ્રાઈ ચુકો, એટલે એવી ખટપટનો ભાર મારીથી ઉંચકાએજ નહી; હું જે આયોછ તે સોરાબને ખાતર આયોછ; તે એક

નવજવાન ગભરૂ છે ને બધી વાતે કામમાં આવી શકે એવો છે, વાસ્તે તુને ઘટેછ કે તે બાપડાને કંઇ મદદ આપે! તે બીચારો તદન ભુખેમરતી હાલતનો થઈ ગીઓછ. હવે તેનું પુરૂં કેમ થાઓ?

હાઉ—(ઠકોરમાં) અરે તેની એકીનદારી તેનું પુરૂં કરશે. તું કાંઓ અમથો અફસોસ કરેછ!

શાપુર—તે તો બધું ખરૂં, પણ તુંજ દરીઆફત કર કે તારી પાસે ખાધાની ખાક હોય નહી પણ બધી વાતની એકીનદારી હોય તો તેથી તારો ગુજરો કેમ ચાલે વારૂં?

હાઉ—(જરા રોબમાંજ) તારી બોલીચાલી પરથી મને કંઈ એવું લાગેછ જે તું આજે ચીથડાં ફાડવા આયોછ. કંઈ થોડું ઘણું અધુરૂં રહ્યું હોય તે પુરૂં કરવા આયોછ કે?

શાપુર—હા, હા. હું તે બીચારાનું થોડું ઘણું પુરૂં કરાવવાજ આવ્યોછ.

હાઉ—(રોબમાંજ) બાપુ, મારીથી તારી સાથે વધુ વખત ઓટી થવાઈ શકાતું નથી. મારીપર કામનું ઘણું દબાણ ચાલેછ.

શાપુર—તેમજ તે બીચારાપર ભુખમરાનું દબાણ ચાલેછ.

હાઉ—બાપુ, હવે હમણા તો તું જા. એક જણ ઘણા અગતના કામસર આયોછ, ને તે મને મળવા માંગેછ.

શાપુર—તેમજ તેને કોરટનો બેલીફ ધરી જવા માંગેછ!

હાઉ—જો એમજ મારી સાથે પંચાત કસ્યા કરશે તો મારા મોહોડાંમાંથી કંઈ એલફેલ સાંભળશે હોં!

શાપુર—(જરા નેણ ફેરવીને) ચાલ ચાલ, બધી બકબક છોડી દે ને ન્હાની જેવી એકુ રકમ મારે હવાલે કરી દે! (તેની ફેંટ પકડેછ.)

હાઉ—મારો જીવ હવે ઘણો કચવાએછ હોં!

શાપુર—તેમજ તે બાપડાઓનો જીવ ભુખમરાથી કકલેછ હોં!

હાઉ—(ગુસ્સાભર) હું કેહુંછ કે મારી ફેંટ છોડ, નહી તો હ-મણા——(લાત મારેછ)

શાપુર—(નરમાશથી) મને તેં લાત મારી, નહી?

હાઉ—હા, એ લાત તેને વાસ્તે લઈ જા!

શાપુર—(નરમાશથી) નહી, નહી. એ લાત તો મારે વાસ્તે હુતી ને તે મેં મોટી ખુશીથી કબુલ રાખીછ, પણ પેલા બીચારા ગ-રીબ સોરાબને વાસ્તે તો કંઈ બીજું આપ.

હાઉ—તેને વાસ્તે વાલકેશરના નહી તો માણેકજી શેઠના ડુંગરના મોટા પથ્થર છે! હવે તું કેહેછ શું? તું અંહીથી સોજે સલુએ જાએછ કે કંઈ શાલ પાંમરી ઓઢીને જશે?

શાપુર—(બોચીમાંથી તેને પકડીને ખુબ દાબી) એ મુજી, નાતરસ ચંડાલ! મારા આગળા બેરખાહ મુરબ્બીના એક ફરજંદને પાયામાલ થતો બચાવવાને ખાતર હું તારી એક લાતખી સાંખી ગીઓ, તે ઉપરથી તું શું કંઈ તારા મનમાં એમ ધારેછ કે તે કીવેનાં અપમાનનો બદલો લેવાને હું ચુકશ? તુને કેહુંછ કે એકદમ જલદી મારી પાસે માફ માંગ.

હાઉ—માફ માગું?

શાપુર—(ગરચી દાબીને) અલબત! એકદમ મારા પગપર માથું નાખી માફ માંગ, નહી તો એમ જાણ કે તારી અજલની છેલ્લી ઘડી આવી ઉભીછ.

હાઉ—(ઘભરઈને) માફ માગુંછ! અરે આએ માગુંછ તો ખરો! અરે કોઈ છેવો કે? કોઈ આવો તો! (બે ચાકરો દોડી આવેછ, શાપુર હાઉને પછાડી છુટો મુકેછ.)

હાઉ—(ચાકરોને ઓથે રહીને) હું તુને કેહુંછ કે અત્તર ઘડી મારા ઘરમાંથી તું જા! ખુદાના કસમ લઇને કેહુંછ કે, હુંબી તો ખરો કે તારી આએ સરકશીનો સવાદ જાંહાં વેર હું તુને ચખાડશ નહી તાંહાં વેર હું ઠર પડીને બેસશ નહી!

શાપુર—હુંબી દોજખી દેવોના કસમ લઇને કેહુંછ કે જાંહાંવેર હું તારા જેવા એક મુજી ચંડાલને, તેનાં કરતુકોનો પુરતો સવાદ ચખાડશ નહી તાંહાં વેર હુંબી નચીંત થઇને બેસશ નહી! [તે જાયછ.

હાઉ—(ચાકરોને) હવે તમે બધા જણા નવલખીવાલા મેહેલમાં જઇ તાંહાં જે બધું ગોઠવ ગાઠવ કરવાનું હોય તે જલદી કરી નાખો. આજે રાતના ખાનું લીધા પછી બેઠક કરવાની છે; વાસ્તે ચાલો ઝડપ કરો, ને બધું નકી કરી નાખો. તાંહાં કંઈ સામન સુમનની ખુટ ખુટ પડે તો અહીંથીબી જે લઈ જવા ઘટે તે લઇ જજો. ચાલો, ચાલો, વેહેલા થાવો. [બધા જાયછ.

# અંક ૩ જો.

---

## પ્રવેશ ૧ લો.

હાઉના ઘેરનો રસ્તા પરનો દેખાવ. હલુહલુ વાત કરતા રૂસ્તમ તથા કાઉખાં હરૂસે આવતા જણાયછે.

**રૂસ્તમ**—(કાઉને દેખાડીને) આએજ ઘેરમાં ગુલાં છે. હવે મેં જે બધી ગોઠવણો કરી મુકીછ તે મુજબ ગુલાં તુને અહીં આવીને મળશે.

**કાઉખાં**—પણ હું આએ મોબેદ બની ગીઓછ તે તે મને ઓળખશે કેમ?

**રૂસ્તમ**—મેં તે બધી વાત ગુલાંને જણાવેલી છે. હમણા મને કશાબી સવાલ પુછવાનું તારૂં કામ નથી. હમણા તો તું એમજ જાણ કે હું તારો સરદાર ને તું મારો તાબેદાર છે, ને તેથી જેમ કેહું તેમજ તું મુગોમુગો તારૂં કામ કર.

**કાઉખાં**—ઠીક છે, જેમ તું કેહેશે તેમજ કરરા.

**રૂસ્તમ**—ત્યારે, જો, હું ગુલાં સાથે બહાર નીકળશ, તેટલાં વખતે હાઉકાકા આવી લાગી વચમાં ફાંચડ નાખવા માંગશે; તેવણની સાથે હું કંઈ બાંધછોડ કરવા મંડશ તેવામાં ગુલાંને તારી સાથે લઇને તું તારે ચાલતી પકડી જજે. [રૂસ્તમ ખુબ સંભાળથી ઘરમાં જાયછ.

**કાઉખાં**—મારી છાતી કેવી ધડકેછ! મારી ગુલાં મને હજી ચહાતી હોશે કે! (ખુણામાં ભરાઈ જાયછ.)

[રૂસ્તમ ધસારા સમેત પોતાના એક હાથમાં ગુલાંનું પાંખડું પકડીને તથા બીજે હાથે હાઉને ધકા મારતો આવી લાગેછ.

**રૂસ્તમ**—હું હવે આએ છોકરીને લેઈ જવાનો ને ફર લેઈ જવાનો.

**હાઉ**—પણ તુને લઈ જવા દેનાર નથી! તું શું જાણતો નથી કે હું તેનો એક વાલી છેઉં.

રૂસ્તમ—એવા મવલા પીર વાલી રસ્તે ગલીએ ઘણા રખડતા ફરેછે! તેવાઓની આંહી દરકારજ કોણ કરેછે?

હાઉ—તું દરકાર કરેછે કે નહી તે હમણા હું તુને દેખાડુંછ! અરે કોઇ છેવા કે? કોઈ મળે નહી! બધાજ નવલબાની હવેલી પર જઇ મુવા કે? [એક ચાકર આવી અહીંથી તહી દોડતો ફરેછે.

રૂસ્તમ—અરે દેખાડયું, દેખાડયું! હું તુને કહી મુકુંછ કે જો એક ડગલુંબી આંહીથી ખીસ્યો કે જરા ચવસ્યો કે સવસ્યો તો એમ જાણજે કે આએ ગરચીમાંથી પકડી ભોંય સાથ પટકી મારશ!

[બેઉ વચ્ચે ખેંચ તાણ થાયછ; રૂસ્તમ નીકળી જવા કરેછે; હાઉ તેને અટકાવેછ, એટલામાં કાઉ દેખાવ દેછ. તેને જોતાંને વાર ગુલાં તેને જઇ મળેછ. રૂસ્તમ હાઉને જમીનપર નાખી દઈ તેની છાતી પર ચઢી બેસી ગીબેગીબ ઘીસવા મંડી જાયછ, તેટલાં કાઉબાં ગુલાંને લઇ સટકી જાયછ.

હાઉ—અરે પોરીઆ, બસ કર, ઘણું થયું! તે લોકો તો નીકળીબી ચાલ્યાં!

રૂસ્તમ—નીકળી નાઠાં કે? વાહુવા! સત્તર આના કામ થયું! કેમ કાકા, સેવકે પાકડયું કામ પાર ઉતાર્યું કેની?

હાઉ—ઘણીજ સરસ રીતે, બચ્ચા! શાબાશ તુને. પણ પેલા અંધારડો તેને કાંહાં લઈ ગીઓ હોશે?

રૂસ્તમ—તે તો તેને જાંહાં ગમે તાંહાં!

હાઉ—એ એમ શું બકેછ?

રૂસ્તમ—એ એમજ બકુંછ. વળી બીજું શું?

હાઉ—એટલે? એ તારી શું ગણત્રી?

રૂસ્તમ—એટલે એટલે! આરે ઉઠ ચોર્યાશીની ગણત્રી!

હાઉ—પણ તું હવે અહીં અડુસ્સાની પેઠે ઉભો રહીને કરેછ શું? દોરની, તેની પાછળ જાની!

રૂસ્તમ—પણ તેની પાછળ જઇને કરૂં તે શું?

હાઉ—વળી કરે શું? તેની સાથે પરણી જા!

રૂસ્તમ—અરે હા, હા! મારે તેની સાથે પરણવાનું છેની? મને તો તે વાતની કશી ફીકરજ નહી રહેલી!

હાઉ—પણ હવે તે યાદ આવીની! તો જલદી દોડી મરની! જોની એના પેટમાંનું જરા પાણીબી હીલેછ!

રૂસ્તમ—અરે આએ ચાલ્યો રે કાકા! અરે આએ ચાલ્યોની! (જરા જઇ પાછો આવી) પણ વારૂ કાકા, તે છોકરી સાથે લગન તુ-રત વેળા તો હરૂસેજ કરવાં પડશેની? વારૂં પરણીને મારી મોહરદારને કાંહાં લેઇ જાઉં?

હાઉ—વળી કાંહાં? નવલખીવાલા આપણા મેહેલમાં! હવે તો તેખી મેહેલ આપણોજ થયો કેની! ચાલ, ચાલ, વહેલો થા!

રૂસ્તમ—(જરા જઇ પાછો આવેછ) હું આવી રીતે એમાં ફાવી જવશ એવી તમે તો આશા રાખેલીજ નહી કેની કાકા?

હાઉ—તેવું તો કંઇ આઇ! પણ હવે તું ટાહેલાંમાંજ વખત ગાલશે કે જે કામ અધુરૂં છે તે પુરૂં કરશે? જાની, દારની!

રૂસ્તમ—(જરા જઇ પાછો) અરે જો હમણા વાપરીછ તેમાંની અરધીજ ઝડપ ને કુનેહ અમારા લીલાઉખાનામાં વાપરી હોય તો ઓભે ઓભે પૈસા મળે! સમજ્યા, કાકાજી?

હાઉ—હવે પાધરો પાધરો આંહીથી પતેછ કે? (ચીરડાઇ આંગ પર ધસેછ, રૂસ્તમ જાએછ.) ચાલ, હવે આએબી એક કામ નક્કી થઇ ગીઉં! હવે રોબ તોર ને દમામથીજ નવલખીના મેહેલમાં બી-રાજીએ! (હાથ બાજુ દાબી, ફુક મારી) નાપાક દુકતાએ બધું મારૂં આંગ દોદરૂં કરી નાખ્યું! કંઇ નહી, એબી હાથમાંથી કાંહાં જવાનો હુતો. [જાયછ.

---

## પ્રવેશ ૨ જો.

હાઉના ઘરમાંનો એક ઓરડો. શાપુર એદલને હાથ ધરી તેને લાવી એક ખુરશીપર જેમ તેમ બેસાડેછ.

એદલ—શું થયું? ધાકટર હજુ આએવો નહી! તવારે હું મરી ગીઆ પછી ધાકટર આવવાનો કે! મને ખુબ ખરખની કશી ધરકાર નથી! ચાહે અટલું ખુબે તોબી હું ખમશ. પણ ભસ જો અ-ટલું થાય કે હું મરી બરી નહી જાઉં તો પછી મને કશાની ધરકાર નથી! હેં ઘીસ, ભોલની, હું મરી બરી તો નહી જસની?

શાપુર—નહી રે દોસ્ત, તું ગભરા ના! ડાકટર એગ્મે આવતો હોશે. લે, લે, તેજ આવતો દેખાએછ. (દોલી આવેછ તેને હરસેથી) તુને મારૂં કાગળ પુગું કે?

દોલી—હા, તે પરથી તો હું આયોછ.

શાપુર—ધ્યાન રાખજે, મને જે કામ છે તે એના બદીઆનનું છે. કોઇ સરતે તે મારે હાથ આવે તેમ કરજે.

દોલી—તે તો બધું હું તમારા કહ્યા મુજબ કરશ. પણ મોટાબાવા, પુલુસની ઘણી તાણ છે જો, તે કંઈ તોલવાની વાત તમેબી ધ્યાનમાં રાખજો હો! (એદલ પાસે જઇ) કેમ કાકા, તમુને શું થાયછ?

એદલ—મને શું થાયછ તે હું જાણતો હોતે તો તુને શું કરવા તેડાવતે? તુંજ કેની કે મને શું થાયછ તે!

દોલી—તમારો હાથ લાવો. (નાડ જોયછ) કયારથી જીવ બગડયોછ?

શાપુર—અરે કંઈ નહી રે! બપોર સુધી તો તદન સારીપેઠે હુતો, ત્યાર પછી કંઇ એકાએક લથર પથર થઇ ગીઓ!

દોલી—(તેની આંખ ચોરીને જોયછ, કપાલપરની નસો, કલેજું તપાસેછ) બૈરડામાં આગ બળતી હોય તેમ લાગેછની?

એદલ—હોઉવે!

દોલી—કલેજાંમાં કંઈ કંપારી છુટેછ?

એદલ—હોઉવે!

દોલી—પાણીની સોસ લાગેછ?

એદલ—હોઉવે!

દોલી—ભુખ લાગેછ?

એદલ—હા સેજસાજ લાગેછ.

દોલી—સહવારે શું ખાધુંતું?

શાપુર—સહવારે કંઈ ઝાઝું નથી ખાધું. દોહડેક ડજન ઈંડા ને કંઇ સહેજસાજ ખાજું!

એદલ—અરે નારે! શાના ધોર ધજન? સોલ કે સતરજ હુતાં!

દોલી—(માથું ધુણાવી) હું હું હું હું!

શાપુર—ડાકટર, પણ કંઈ ધાસ્તી જેવું તો નથીની? પાંચ દહાડા ખાટલો સેવે તેની પરવા નહી. પણ એ બીચારાના જાનને તો કશો જોખમ નથીની!

દોલી—જોખમ નથી કેમ? ધાસતી તો ખઞીજ તો! તમુને ખુદાએ નજર નથી આપી? જુઓની એના ડોળા કેવા ચકચક ફરેછ તે? એ તો વખતે બોલ બોલતાંમાં પરાણ મુકી દેશે એવું કફેરૂં દરદ લાગુ થયુંછ!

શાપુર—(ખેદભરી રીતે) હારે હા, મને કંઈ તેવું લાગાથી તો ડાકટરની દોડ કરાવી.

એદલ—(ઘભરાઈને) પણ તવારે તેનો કંઈ ઈલાજ ભીલાજ છે કે નઈ?

દોલી—ઈલાજ નથી કેમ? ત્યારે ડાકટર કામના શું? ઈલાજ તો છે, પણ——

શાપુર—પણ બણ કંઈ નહી. ડાકટર, જે ઇલાજ હોય તે બેલારાક કરો.

દોલી—(ફરીથી નાડ જોઈ) લોહીનો ભર વધારે થઈ ગીઓછ. જુઓની, એની નાડ દોડેછ કે નરી જાણે રેલની ગાડી!

શાપુર—ત્યારે ગમે તો એકુ બે ફ્સ ખોલી દેવો.

દોલી—હુંબી તેમજ ધારતોતો, પણ જો સેહેલા ઉપાય અજમાવી જોવાથી (ઈશારતમાં જણાવેછ કે સેહેલ સુતે બદીઆન ઉતરાવી નહી શકાશે તો) કંઇ ફેર નહી પડશે તો, પછી જોઇશું.

એદલ—હા, ધાકટર હા, તેમજ કંઈ કરો! મુવો છ્ુઈટોરે, મારા બાપ! આંવાંઈઝદ માય! અરદીબેહેસ્ત પારશા! મારી મધધે આવો!

દોલી—નહી, કાકા, એમ છેક ગભરાઇ ના જાઓ. જોઉં જરા તમારી છાતી ખુલ્લી કરોની! મને જરા છાતી તપાસવા દેવો. (સ્ટેથસ્કોપ લગાડી તપાસવાનું ડોળ કરેછ.)

એદલ—હા, લઓની આઓ છાતી ખુલ્લી કરૂં! (બદીઆન કહાડેછ, કોઈ તેને હાથ લગાડવા જાયછ તો બુમ પાડી ઉઠેછ. તેની ઘડી વાળી પાસાંમાંજ લઈ બેસેછ) ધાકટર સાબ, જરા બેરબાંની કરી બરાબર તપાસજો, ગરીબનું ભચ્યું છેઉં.

દોલી—જરા આંખ વીંચો. પગ લાંબા કરો. હાથબી લાંબા કરો. (તેમ કરતી વખતે બદીઆનની ઘડી કરી પોતે બેસેછ તે ગાદી તળે સંભાળીને મુકેછ, પણ જેવો તે બેસવા જાયછ તેટલાં શાપુર તે હલુસેથી સેરવી લઇ, દોલીને ઈશારત કરી તાંહાંથી સટકી જાયછ.)

આલો, જીભ જેટલી નીકળી શકે તેટલી બહાર કહાડો. (જરા હાથ પગ વગેરે દાબી ચાંપી જોઇ) આલો હું જે દવા મોકલુંછ તે દહાડામાં છ વખત પીજો. બેદાં બીલકુલ ખાતા ના.

એદલ—પણ મને ધરધ શું થયુંછ, તેતો જરા કહ્યો?

દોલી—તમારાં બદીઆનની બધી મોહોકાણ છે! એ બદીઆનપર કેની તે કાગદી સોજો ચઢલો હુતો, તેનું દબાણ તમારી છાતી પર થવાથી હુલ-દરની જરા અસર થઇલી, તે હવે બસ ખલાસ થઈ જશે. [શાપુર આવેછ.

શાપુર—(પેલું વીલ દેખાડી) સમજણ પડછ કેની? જો આએ રોગ હુતો, તે હમે કહાડી નાખ્યોછ તે હવે તું હલકો ફુલ જેવો બની ગીઓછ.

એદલ—(ફગલાઈ જઇને) વાએરા ડાટ રાંડનાઓએ! મોકાણવાલી!

શાપુર—અરે ઓ દળદર! આવાં પાપી કરતુકનો ભાર છેક તારા હૈડાંને અડાઅડ અડીને રહેલો, તો પછી એક ઘડીનીબી તારા જીવને નીરાંત તે કેમ હોય? જા, જા, ભટ પરી તારી જીંદગી ને જઇફી પર! ઇયાનતી કુતરા! જા તારં કાણું કર! દુવા માંગ અમો જેવાઓને કે તારા સરપરથી પાપનો આએ બોજ ઉતારવાથી તારં તમામ દરદ હવે દફે થયુંછ!

એદલ—ધરધ દફે થયું પણ ધુન્યાથી ઉઘડો તે! હુંબી કેવો કુંબખત, કે હજાર તો હજારબી લઈ નઇ લીધા! બ્યાજ ભરે, ને બ્યાજ પર આગ લાગે, તે બ્યાજ ખાવા નીકળ્યેરો! તે સબર ધબર બદાપર પાણી ફરી વળ્યેરં! (જરા વમાસણ કરીને) પણ સબુર, હજુબી કંઇ બાજી છેક ગઈ નથી.

શાપુર—(વીલ વાંચેછ) કશીબી વાતની બંધી વગરનો પુરેપુરો ને અખલો માલેક તથા વારેસ મારો એકપુરો બેટો સોરાબ છે સહી. વાહુવા! શુગર, શુગર ખુદાના!

એદલ—મેરબાંન, મોટા સુરંભી શેઠ, તમારા ગરીબ ફીદવીની એક નાહ્લી જેવી અરજ કબુલ રાખશો તો જીવતદાન બખશવા જેવું પુણ્ લાગશે.

શાપુર—તે શું? બોલતો ખરો, જોઇએ?

એદલ—અટલુંજ કે તમારે મનના ખુશાલીના પણ મારે મનના માએતમના સમાચાર મારા શેઠને જણાવવાની એક બે કલાકની ઢીલ કરો. હાઉ શેઠ સાથે મારો કંઇ થોડાક હીસાબ પતાવવાનો છે. ને તે હું ઝટપટ પતાવી આઉં તટલો વાર આએ ખબર ધાબી રાખો તો સુજ ગરીબનું કામ થઈ જશે ને તમુને પુન્ લાગશે!

શાપુર—હું સમજ્યો. તારૂં લોહી હમે પીધું હવે તું હાઉનું લોહી પીને તારૂં વેર વાળવા આહેછની?

એદલ—એમજ કંઈ છે.

શાપુર—ઠીક છે, જા. તારે ખાતર એટલી હું ઢીલ કરશ. ચોરને ઘેર ચોર પરોણો ઉતરે એબી એક અછી નસીહત થશે.

એદલ—તમારી ઘણીજ મોટી મેરબાની થઇ, શેઠ.

શાપુર—પણ હવે યાએ એટલી તાકીદ કરજે.

એદલ—એ આએ હું પવનની પખી ઉડીજ ચાએલાની તો!

[તે કુદતો કુદતો જાયછ.

શાપુર—ચાલો હવે આપણેબી આએ ખુશાલીના સમાચાર પેલાં બીચારાં રીબતાં ને નાઉમેદ થયલાં સોરાબ મેહેરાંને પુગાડી તેમને પાછાં ઉમેદ ભરીઆં કરીએ. [તેઓ જાયછ.

---

## પ્રવેશ ૩ જો.

નવલખીના મેહેલમાંનું આરાસ્તે કરેલું મોટું દીવાનખાનું. જલસાની મજલસ—ગાનું ચાલેછ.

ઠુમરી—કાફી.

આજ મન બસ ગઈ સાંવરેકી સુરતીયાં પ્યારી પ્યારી
સખીરી કાહા કહું મયે તોસે અપને જીયાકી બીતી
સગરી વાહુકે બીન દેખ કળ ના પડત મોહે.—આજ૰
આહા કરત તોરે પૈયાં પડતહું
જો પીયા આન મીલે મોકો
મય તો ચેરી સનદ ભઈ તેરી.—આજ૰

હાઉ—(નોકરને) કેમ પેલો કંબખત સોરાબ ગીઓ કે? ઘરમાંથી બધાં નીકળી ગીઆં કે?

નોકર—નહી સાહેબ, હજી નથી ગીઆં.

હાઉ—શું? તે હજી નથી ગીઆં? તમે બધા નોકરોને સખત તાકીદ ફરમાઉછ કે જો એક કલાકના અરસામાં તે લોકો આપણો આએ મેહેલ સેહેલ સુતે છોડી નહી જાએ તો ધકા મારી બાહાર કાઢી મુકજો.

નોકર—જેમ ખુદાવંદનો હોકમ !

ગ઼ઝલ—ભૈરવી.

હમ તો ખ્વારાક઼ હય તેરે નાજ઼ ઉઠાનેવાલે,
તુમસે કમ દેખે હયે મહેબુબ સતાનેવાલે.
કલ શબે વસ્લમે કયા જલ્દ કટીથી ઘડીયાં,
આજ ક્યા મર ગયે ઘડીયાલ બજાનેવાલે.
કલ જો રસ્તેમે મીલે હંસકે વોહ યું કહેને લગે,
અબ કહાં જાતે હો દીલદાર જલાનેવાલે.
હીજ્રમે યારકે ગર પુછો તો બતલાવું મયે,
શમાએકે પાસ વોહ બયઠે હયે જલાનેવાલે.

હાઉ—(ચાકરને) દરવાજાપર વાજાંવાલાઓને વરદી કરી આવ કે મારા કોઈ દોસતોને બે ઘોડાની ગાડીમાં આવતા જુએ કે તરત ખુશાલીના શરોદ કરી તેમની આમદની અમુને ખબર આપે, એક ઘોડાની ગાડીમાં આવનાર માટે ઝીણાં સરોદ ઉચકે.

નોકર—ને પગે ચાલી આવનાર માટે શું કરે?

હાઉ—તેવા આવનારાઓ માટે કશી ખબરની જરૂર નથી.

નોકર—ફ઼ીદવી હુકમ બજા લાવેછ ! [તે જાયછ.

હાઉ—(શાપુરને આવતો જોઈ) વળી આએ નાપેકાર એંડી આવેછ ! [શાપુર આવેછ.

શાપુર—મુરબ્બી સાહેબની તબીએત ખુશ તો બઝા ! ઉમેદ છે કે સંધુ ખેર આફ઼ીએત હોશે ?

હાઉ—(તેને કશું કોહું ન આપતાં થોડાકવાર ટેકમાંજ બેસી રહેવા પછી) તું મારી ખેર આફ઼ીએત પુછેછ ?

શાપુર—હા, મુરબ્બી ! ગેઈ ગુજરી વીસારી નાખીછ, ને મને એમજ દુરસ્ત લાગેછ કે મુરબ્બીની——

હાઉ—ત્યારે તો હું પણોજ—બેહદ ખુશ થયોછ કે બધો શેતાન જગાડયોતોબી તેજ ને તેજ તે ડામોબી કીવેછ.

શાપુર—એમ કરવામાંજ શોભા છે એમ સમજી તેમ કીધુંછ મુરબ્બી.

હાઉ—શાપુર, મને એમ લાગતુંતુંજ કે ઠંડપણે તું જ્યારે ધીરજથી વીચાર કરશે ત્યારે આપોઆપ તુને જણાશે કે સોરાબજી-

નો હીમાઅતે મારી સાથે લડવા નીકળવામાં તારી મોટી ભુલ હતી ને હું જોઇને બેહદ ખુશ થયોછ કે તુને તારી ભુલ જણાઇછે.

શાપુર—ભુલ જણાઇછ ને તેબી કંઈ જેવી તેવી! તેનું હવે હમણા શું બોલું, મારા મેહેરબાન!

## ઠુમરી—દેશ.

તુ મતવારેરે હમસે ન બોલના સાંવળીયા;
હટ મોહન હટકી નહી માનત, આખર જાત અહીર કહાવત
ગલીયનમે હમે રોકે ટોકે ક્હાન તુમ્હારેરે. તુ૦
સુરશ્યામ સદા ચટકીલી બંસી બજાવત અધક રસીલી
સોવતસે સબ જાગો મુગટ સવાંરોરે. તુ૦

[ રૂસ્તમ, હાઉ, ગુલાં આવેછ.

શાપુર—વાહરે મારી ગુલાં! એ વળી કાંહાંથી નીકળી પડી?

[ તેની આગળ ધસી જાયછ ને બંધે જણાં વાતે વળગેછ.

હાઉ—(રૂસ્તમને હરસે) અંહી આવ બચ્ચા, અંહી આવ, હું આશા રાખુંછ કે બધું આબાદ કામ થયું હોશે?

રૂસ્તમ—બધું પાર! લગન બગન સઉ થઇ ચુકાં!

હાઉ—બધું પાર! ત્યારે હવે આએ ઢાંખરાનો કાંદો બાંદો ખીલ ખશે! એબી જ્યારે જાણશે ત્યારે એનાબી બારજ વાગી જશે હોં!

રૂસ્તમ—બાર વાગે કે તેર વાગે! હવે જે થાય તે જોયાજ કરવાનું તો!

શાપુર—(ગુલાંને) હું સમજ્યો, સમજ્યો! હાઉ શેઠ, આપણી ગુલાંને પરણી જવાની તમે રજા આપી કે શું?

હાઉ—હા, હા, મેં રજા આપી. પેહેલાં તો મેં ઘણો વાંધો નાખ્યોતો, પણ જ્યારે ઘણુંજ થયું ત્યારે મેં રજા આપી કે જાંહાં તાંહાંથી ઠેકાણે પડ!

શાપુર—એમજ જ્યારે છે ત્યારે બેટા, જા, હુંબી ખુશી થયોછ. જોકે પરણ્યા અગાઉ તેં તારા મોટાબાવાની રજા લીધી નથી તોબી બેટા, તેં તારી રાજીખુશીથી તારે મનગમતો ધણી પંસદ કીધોછ તો જા, ખુશી થા!

કાઉખાં—મારા બાપ તોલના મેહેરબાન મુરંબીઓ આએ તમારી નવાજેશ માટે સેવક તમારો બેહદ આભારી છે.

હાઉ—(રૂસ્તમને) આએ અંધ્યારડા મારો શાનો ઉપકાર માનવા નીકળ્યોછ? (યાદ આયું હોય તેમ કરીને) સબર, સબર, મને યાદ આવી. આએ નાદર નવાબાનો લુકમો તુને મેળવી આપવાની એણે મદદ કીધીછ, તેથી એ તારા દોસ્ત તરીકે ઉપકાર માનતો હોશે!

રૂસ્તમ—નહી, નહી. તેમ એમ કંઈ નથી. એ લુકમો તો એવણ પોતે ઓહીઆં કરી ગીઆછ, ને તંદરૂસ્ત થઈ એ મોબેદો પાસે દુવાબી પઢાવીછ.

હાઉ—શું? એ શું બકેછ?

રૂસ્તમ—હું એમ બકુંછ કે ગુલાં તો એની સાથે પરણી ગેઈછ!

હાઉ—શું? આએ જોગટા સાથે એ પરણી ગેઈ કે? મેં તો તુને એની સાથે પરણવા કહ્યું તું? મારો તુંને હુકમ હુતોની કે——

રૂસ્તમ—તમારો એવો હુકમ હુતો ખરો, કાકા. પણ અંતઃકરણનો હુકમ બીજીજ રીતનો થયો તે શું કરૂં?

શાપુર—બેટા ગુલાં, તેં એક ખરેખરા બુનીઆદ ને નેકબસલત ધણીની પસંદગી કીધીછ તેથી ફરીથી મારી ખુશાલી જાહેર કરી હું તુને આશીરવાદ દેઉંછ. મોબેદોએ સારેલા આશીરવાદ કરતાં આએ મારા આશીરવાદ તુંને વધારે જેજેકારી થશે બેટા.

હાઉ—ને તું હુલડાઈ કરી એક ભીખારડા અંધ્યારડા સાથે પરણી ગેઈછ તેથી હુંબી મારી ખુશાલી જણાઉંછ!

રૂસ્તમ—આએ શખ્શ અંધ્યારડોબી નથી ને ભીખારડોબી નથી! એ કોણ શખ્શ છે તે હું તમુને જણાવવાની રજા લેઉંછ કે દલેહર જંગના ખાનદાનનો નબીરો કાઉબ્સાં છે! (કાઉબ્સાં દહાડી, મુછ, પાગડી કહાડી નાખી પોતાના ખરાં રૂપમાં દેખાયછ. બધાં અજબ થાયછ.) મુરબ્બી સાહેબ, તમે મને જે કુંચી આપી તે યાદ તો હોશે?

હાઉ—(ગુસ્સાભર) હોશે, તેનું હવે તું કેહેવા શું માગેછ?

રૂસ્તમ—કેહેવા એ માંગુંછ કે જે ઈસકોટરીની એ કુચી તમે કહીતી તે ઈસકોટરીને એ લાગી નહી, પણ તેનીજ પડોસમાં બીજી એક ઘણીજ રોનકદાર ઈસકોટરી હુતી, તેને એ કુંચી લાગી, ને તેમાંથી તમારા જણાવેલા દસ્તાવેજો મારે હાથ લાગા નહી, પણ આએ (બંડલ દેખાડીને) થોડા સરકારી લોનોનો ને મુંબઈ બેંકના શેરોનો મારે હાથ લાગોછ. એ બધી લોનો ને શેરો કાઉબ્સાંના બાપના નામપર છે.

લોન એકંદર બે લાખ ૧૨ હજારની ને શેરોની દોહોડ લાખના છે. ને એ બધાં ઉપર દસ વરસનું વ્યાજ ચઢેલું છે.

હાઉ—(તેના હાથમાંથી તે બંડલ ઝુટાવી લેવાની તજવીજ કરીને) લાવ, લાવ, ચંડાલ! એ તો મારૂં છે! લાવ, એ બંડલ મને આપ; કાઉખાંના બાપનું નથી! કાઉખાંનો મોટો હીમાએતી નીકળી આયોછ તે!

રૂસ્તમ—તે મારીથી તમુને અપાએજ નહી. ને તે કરતાં એ શેરો ને લોન તમારી પાશે તો દશબાર વરસ થયા પડી રહીતી, અગરજો તમારામાં હીમત હોતે તો તે તમે તમારા નામપર ચઢાવી લેતે. પણ દહાડો કેથો હજી પાધરો છે કે ખોટી સહી કરી ફારજરીનો અપરાધ કરવાની હીમત કીધી નથી! વારાતે હવે તો જે જેનો માલ, તે તેને આપવામાં આવશે! (કાઉખાંને) કાઉખાં, આએ બંડલ તમારૂં છે તે તમે લેવો. ઝટ તમારા બાપના વારેસ તરીકે પવર લઈ એનો ઉપયોગ કરો. (હાઉને) ને મારા મેહેરબાન કાકાજી સાહેબ, તમારી આએ ચબની કુંચી છે, તે તમે લેવો.

શાપુર—આહાહા! શું ખોદાની ખુદરત છે!

કાઉખાં—શું આએ જવાનનું ખાલેરા દીલનું કુલ્લાપણું!

હાઊ—કુલ્લાપણું તો નહી પણ એ બ્યાનતીનું નગુણાપણું!

રૂસ્તમ—નહી, કાકાજી, નગુણાપણું તો નહીજ.

હાઊ—નગુણાપણું નહી ત્યારે શું?

રૂસ્તમ—એ તો તમે મેહેરબાને આપેલી તાલીમ!

હાઉ—ઠીક છે ત્યારે; તેં તારે હાથે તારા પગમાં કોહોડારી મારી તારી ખરાબી કીધીછ. અગરજો મારા કહ્યા મુજબ ચાલ્યો હોતે તો તુને ઘણો ચઢાવી મુકતે.

રૂસ્તમ—કાંહાં ચઢાવી મુકતે? ફાંસીને લાકડેજતો!

હાઉ—અરે અભાગયા નસીબના! મારી તમામ મીલકતનો વારેસ કરતે!

રૂસ્તમ—મુરબી સાહેબને બીજાઓના વારસા હાઉ કરી જવાની જોગવાઈ મળે તો તેમ કરવાને ચુકતા નથી, પણ આએ તમારો સેવક જુદોજ ખવાસ ધરાવેછ, માટે તમારા વારસાનો માલેક તે થવા ચાહતોજ નથી.

શાપુર—(તેનો હાથ હાથમાં લઈ) બેટા રૂસ્તમ, તેં તારી સઘળી ફરજ એક દલેહર મરદ દાખલ આબરૂભરી રીતે અદા કીધીછ.

અંતે ચોરને પોટલે ધુળ! તેમ હાલ તુરત તો આવડી મોટી રકમ હાથથી જવાથી તે હાથ ઘસતો બેઠોછે ને ચહાવું ખુદાનું છે તો——

હાઉ—(તાણમાંજ) બોલનારાઓ જખ મારેછ! એટલું ગીઉં તો શું થયું? નવલખીની લખોની દોલતોનો આજે સેવક હકદાર માલેક છે!

શાપુર—(ટકોરમાં) તેમાંબી વધન છે વધન! મારા મેહેરબાન!

હાઉ—(ચીડમાં આવી) તમે બધા જણાઓ હવે આએ મારૂં મકાન છોડી ગુપચુપ ચાલ્યા જાવો તો ઘણું સારૂં; તમારા લોકો સાથે મને ભાંજગડ કરતાં પાલવવાનું નથી. (આંસુ ભરી આંખો સાથે સોરાબ, મેહેરાં, સુના આવેછ. સુનાના હાથમાં એક કોથળો છે) (નોકરને) આએ એના હાથમાં કોથળો શાનો છે? ખબરદાર! જો ઘરમાંથી સુતરનો એક તાર વઠીક લઈ જવા દીધો તો!

સોરાબ—ચાલો ત્યારે, ભાઈ, આપણે આપણે રસ્તે જઈએ ને આ નવલખીના મેહેલમાં રહીને પોતાનાં કરતુકની હરદમ યાદ કરતો એને રાખી જઈએ. (જવા માંડેછ)

કાઉખાં—અએ મારાં વહાલાં ભાઈ બેહેન! તમે ખુશાલ થાઓ. (રૂસ્તમને દેખાડી) આએ નેકબખ્ત જવાન મરદની મેહેરબાનીથી આજે આપણાં મ્હોડાં પાછાં હસતાં થયાંછ.

શાપુર—ને તે ખુશાલીમાં લખો ઘણે દરજ્જેનો વધારો જરા વારમાં હું કરી દેખાડુંછ! હોરમજદીયાર હાઉ સાહેબ, હમારા મરહુમ મુરબ્બી બેહસતનશીન નવલશાહ શેઠના વીલની શરત મુજબ તમે આએ તેવણની તમામ ધન દોલતના માલીક થઈ બેઠાછ, તે વીલ પરની સહી વીશે લોકોમાં શક પેઠાથી હાલ ગામમાં તેની ઘણી નાલેસી ભરી વાતો ચાલવા માંડીછ તેની તમુને કંઈ ખબર છે?

હાઉ—(પોતે ખાતરી ભરેલો હોવાથી ટણકા કરેછ) ખરેખર! સહી ખોટીજ હોશે! તમે તો નવલશાહ શેઠની સેંકડો સહી જોઈ હોશે, લ્યો આએ વીલ ને નજર ફેરવીને સારી પેઠે જોઈને ખાતરી કરો કે સહી ખરી છે કે નહી. એ સહી બેહેસતીની પોતાની છે એટલુંજ નહી, પણ આખું વીલ તેવણને હાથનું લખેલું છે.

શાપુર—(તે જોઈ જોઈને જાણે ખોટો પડી ગીઓ હોય એવે દેખાવે) સહી તો ખરી છે બા! કંઈ ફરકજ નહી! હું પોતે પણ સોગન લઈને કહી શકું કે સહી તો બેહેસ્તી નવલશાહની પોતાનીજ છે.

હાઉ—કેમ? થઈ હવે પુરી ખાતરી? ખોટી સહી છે એમ બોલનારનાં થયાં હવે મોહોડાં કાળાં?

શાપુર—વારૂ જરા એ બધું વાંચી જવાની રજા આપશો?

હાઉ—વાંચો, વાંચો, બેલાશક! એમાં શું છે? વેહવારની વાત છે! ને તે કરતાં અહી કાંહાં ચોરી છે?

શાપુર—મારા વાંચવાથી તમુને કંટાલો તો નહી આવે?

હાઉ—ના, જરાબી નહી! ઓર તેની હકીકતો એકવાર ફરીથી સાંભળવાથી મારા દીલને વધારે કરાર થશે.

શાપુર—(નજર ચુકાવી વીલ બદલી નાખેછ ને એદલના બદીઆનમાંથી મળેલું વીલ વાંચી સંભળાવીને) આ હકીકત સાંભળવાથી તમારા દીલને વધારે કરાર થયો હોશેજ!

હાઉ—ખરેખર! કરાર થયોછ. હવે એની નીચેનો જે ભાગ છે તે વાંચોની.

શાપુર—હવે વળી નીચેનો કીઓ ભાગ?

હાઉ—અરે પેલો ભાગ, કે જે મારા છોકરાએ મારી હૈયાતીમાં બૈરી કીધી હોય! તે બધું વાંચી જોવોની.

શાપુર—તેવું તો કશું મારા જોવામાં આવતું નથી!

હાઉ—(હસીને) અલબત તે તમુને તો નહીજ દેખાય તો! કંઈ ચશમાના કાચ ઝાંખા તો નહી થયા હોય! લાવોની સાહેબ હું તે તમુને દેખાડું!

[વીલ હાથમાં લઈ જોતાં ફીફરી ફાટેછ, ને એક સરદ હાય મારી નસોસ પડી ખુરશીપર ફસડાઇ પડેછ.

સોરાબ—(ગભરાઈ જઇ) એમ એકાએક શું થયું? હમણા તો મુરબી સારીપેઠે સાજાતાજા હુતા! ને બોલતાં બોલતાંમાં એમ છેડા ફેરફાર કેમ થઇ ગીઆ?

શાપુર—છેડા એટલા પરથી ફેરફાર થઇ ગીઆ કે, અએ મારા દોસ્ત સોરાબ, તારા દહાડાએ હવે યારી આપીછ ને તારા સુખનો સુરજ તારે માથે પ્રકાશવા લાગોછ. મારા બેહેસ્તી શેઠ હવે બેહેશતમાં ખુશ થતા હોશે, ને હુંબી જીવતાં જીવત બેહેસ્ત મુકામ થયો હોઉં એમ મનેબી ખુશી ઉપજીછ. તારા મરનાર બાપે બે વીલ કીધાંતાં, જેમાંનું છેલ્લું વીલ જે આએ હાઉકાકાએ ગડારી મુકલુંતું, તેમાં સાફ લખેલું છે કે કશીપણ શરત કે બંધી વગર મારી તમામ અસકેઆ-

મતના એકલા ને કુલકુલાં વારેસ તરીકે મારા એકપુરા દીકરા સોરાબને હું ઠરાઉંછ. [બધાં અજબ થાએછ.

**મેહેરાં**—ખરેખર! શું એમજ છે?

**સોરાબ**—મારી વાત તો રહી, પણ મારા જીગર મેહેરાંને ખરેખર ખુશી કરનારો આએ બનાવ જાહેર થયો તેનો પાડ તે મારાથી કેમ વળાશે?

**સુના**—મેરાં સુખી થઇ ને સુના રઈ ગેઈ કે? મેરાંના કરતાં તો સુનાને વધારે ખુશાલી ઉપજીછ! તમુને સુના કખુ યાદ આવવાનીજ નથી તો! તેની તમુને દયા છેજ કાં?

**હાઉ**—(નીસાસો નાખી) જાંહાં છે તાંહાં પેલા એદલે એ બધો ઘાણ વાળ્યોછ!

**શાપુર**—ખરી વાત છે, તેનેજ હાથથી બધો થાગ લાગોછ ને આએ તેબી આવી લાગોછ. [એદલ આવેછ.

**હાઉ**—એદલ, એદલ, એ આએ તેં શું નખોદ વાળ્યું?

**એદલ**—હાઉ શેઠ, હાઉ શેઠ! ખરેખર નખોદ વએરૂં તો ખરૂં!

**હાઉ**—ઘણોજ કંગાલ વખત આયો!

**એદલ**—સત્યાનાશ ને ખાનાખરાબી કરતો આએવો!

**હાઉ**—(એક તરફ) પણ એ નાપાક હજાર રૂપીઆની ચીઠી લઈ ગીઓછ તે તો એટલી પાછી કહડાવી લેઉં. (તેને) જોની તુંને મેં શરાફ ઉપર ચીઠી આપીછ પણ તે નકામી છે. હમણા તો મને તે પાછી આપ. હું કેયેથીબી કંઇ કરીને તુને તો એ રૂપીઆ કરી આપસ. બનવાનું હુતું તે બની ગાઉં! કીસમતની વાત! બની તે નહી બની કંઇ થવાની નથી.

**એદલ**—હુંબી એમજ કેતોતો, શેઠ, કે અપાવાનું હુતું તે અપઈ ગીઉં! કીસમતનીજ વાત! અપાયું તે કંઈ નઈ અપાયું થવાનું નથી.

**હાઉ**—શરાફ પાસે પુરાંતમાં એક પૈબી નથી, ને તેથી તે ચીઠી તે શીકારશેજ નહી. ને તું લઈ જશે તો ઓર ઑટું લાગશે.

**એદલ**—શું કઓછ? પુરાંતમાં રોકડ કંઈજ નથી! તવારે તો શેઠ, તમારી શાખ બહુજ જબરી હોં! તે ચીઠી તો હું તવારની વટાવી લાએવો, ને રૂપીઆ આપતાં કંઈ વાંધો લીધોજ નહી! વગર પુરાંતેબી મારા હાઉ શેઠની શાખ કેવી છે, ધીઠીકની!

**હાઉ**—(એક તરફ) એબી અધુરો હુતો તે રહ્યો સહ્યો નડી મુઓ. પણ હવે એની સાથેબી ચીડડાં ફાડવામાં મઝા નથી. (તેને) ચાલ

સોરાબ—જવાશે તે કેમ? ઉભા રેહે, એ કોચીના સાહુકાર! કાઉષ્યાં, એને એમ જતો મુકવો ઠીક નહી! ઘસડ એને કોરટમાં. જુઠા સોગન ખાવાનો વાંક મુકી માંડ એનાપર ફોજદારી. એ તારી પર ફોજદારી ચલાવવા નીકળ્યોતો. તો લે હવે તેનો બદલો.

કાઉ—કેમ, એ, હવે શું કેહેછ? ઘસડું તમુ લોકોને કોરટે, ને મુશકા ટાટ કરાવીને મોકલાઉ બટંએ?

એદલ—(એક તરફ) અરે મુઓ છુઇટોરે મારા ભેસ્તી બાપ! હું કાં એની સુજે અટવાઈ મુઓ? જનમમાં ભટંમું જોયું નથી, તે રએ હવે તે જોવું પડ!

હાઉ—(શરમીંદગીથી ઘણોજ નીચો વળી) મારવું જીવાડવું હવે તમારેજ હાથ છે. જાંહાં દહાડાજ ભરાઈ ગીઆછ તાંહાં હવે તમે શું કરશો?

એદલ—અરે જીવતા જીવત મરી ચાએલોછ! હવે બસ કરો, બસ કરો, બાપ! એના પર હવે ધુઃખ એવું પયરૂંછ કે એ તો હવે ફાટીજ મરશે! ને નહી તો કુવે તલાવે પડીનેભી મરશે!

રૂસ્તમ—(હાઉને હરૂસે) કાકા, કાકા, એમ શું કરોછ? નમી શું પડયા? સીધા ને ટટાર ઉભા રેહેવો! નમવાના ને નમીને સલામ કરવાના દહાડા હવે વહી ગીયાછ! તમારીજ સલાહ આટલા વારમાં તમેજ ભુલી ગીઆ?

હાઉ—(રૂસ્તમને) અરધું નખોદ તો તેં વાળ્યું! તુંજ જો મારા કહ્યા સર ચાલી મુવો હોતે તો આએ કંઈ થતે નહી!

રૂસ્તમ—હા, તમારી સુજે ચાલ્યો હોતે તો આએ તમારા જે હાલ થયાછ તે કરતાં બદતર હાલને પુગતે, કાકા!

હાઉ—જા, જા, નીકળ મારી પાસથી; નાપાક, ઘેરના ગોધાએજ મારી આંખ ફોડી નાખીછ!

કાઉ—કેમ, એ, શું અફસોસમાં ઉભોછ? બોલ જલદી, કંઈ થાયછ કાળાં પાણી જોવાની મરજી?

એદલ—(એક તરફ-હબતીને) માએરો તો બાપ! આતરાભેરામ પારાશા લાજ રાખજો!

રૂસ્તમ—નહી, દોસ્તો, હવે બસ કરો. એના હાથમાંથી આએ બધું જતું રહ્યું, આટલો બધો ફજીઅત ને રૂસવા થયો, ને પાસે ઝેર ખાવાની દમડી રહી નથી, તો એના કરતાં વધુ સજા શું કરવાના હુતા? વાસ્તે મારે ખાતર એ વાતથી હાથ ઉઠાવો ને એને માફી બક્ષો.

**મેહેરાં**—આપે નવજવાન શખસના આપણે બધાં જણ ઘણાં ઓસીંગણ છઈએ. એનાજ પરતાપથી આપણે આટલાં બધાં સુખી થયાંછ, તો રાખો એ આપણા ખેરખાહ દોસ્તનો સુખન; ને મરવા દેવો એ મુવા પાપીને!

**કાઉ**—હુંબી એમજ ધારૂંછ. મરવાજ દેવો હવે એને!

(રાહ—માદરમાન માદરમાન)

**સોરાબ**—નાપેકાર, નાપેકાર, ધિક્ તારો આ અવતાર,
તારાં ફંદ, પાપી છંદ, છુપ્યાં નહિ જિનહાર;
ઓ બદકાર, રે મકકાર, તેં દુખી કીધાં હકદાર,
તે થવે, લે હવે, લ્યાનતનાં પેજાર;
ભૂલીને રૂડી કામો—તેં કીધાં કાળાં કામો,
નેકીની છોડી જામો—કીધો તેં કિતકાર;
ખસ્લત કીધી હેવાની—છોડી તેં તો ઇનસાની,
પાપોને પ્યારાં માની—કીધો નહિ ઇનકાર;
સુણ કહેછ આ "ફિરોજ"—બદ મસ્ત પાપ ખોજ,
લેઈ માંથે જા જ્હાંનમમાં ત્યાં થાજે ખેજાર.

(હાઉ તથા એદલને) ચલ! નીકળો! (ધક્કા મારી) કાળું કરો તમારૂં, મુજી ચંડાળો! (બધાં જણ) હડ! હડ! ધુત! ધુત!

[હાઉ તથા એદલ શરમીંદગી ભરી હાલતે જાયછ.

**શાપુર**—ચાલશો, અંદર જઈ બે ઘડી આરામ લઈએ?

**રૂસ્તમ**—ને સેવકબી હવે પાછો પોતાને ધંધે રોજગારે લાગી જશે. આજ વેર તમે લોકોએ જે માહમાહ દુઃખ ખમ્યુંછ તેનો હવે તમુને તે સાહેબે યેન્યાજની બક્ષેસથી બદલો મળ્યોછ, તો તેના શુગર કરી મેહેલમાં જઈ એશ આરામ કરો.

**મેહેરાં**—હા, હમે બધાંને સુખ મળ્યુંછ તેના અમે શુગર કરીએછ, ને એ સુખ તમારી મેહેરબાની અને ઉદારતાથી મળ્યુંછ તેથી હમારાં ખરાં જીગરની દુવાથી તમારૂં દીલબી ખુશ ને શાદમાન કરી તમેબી તમારાં ખેસ કબીલા સાથે અમનો ચમન ભોગવો! (બધાં) આમીન! આમીન!

---

તમામ

# OPINION OF THE PRESS

ON

# HOMLO HÁU

OR

## CHEATING PLAY NEVER THRIVES.

THE ALFRED THEATRICAL COMPANY.—The above Company will give a performance on Thursday evening next, in aid of the Alexandra Native Girls' English Institution. The Company will perform the drama of *Homlo Háu*, especially written for the occasion by Mr. N. R. Ránina, one of the best Gujerati dramatic writers of the day.

[ *Times of India, 9th April* 1888.

---

*A New Gujarati Play.*

Mr. Nánábhái R Ránina has before this, made himself known among the Gujerati reading public as a successful playwright. But, perhaps, none of his previous efforts in this direction can approach in excellence his latest production entitled *Homlo Háu.* The play will be acted, for the first time, on Thursday night by the ALFRED DRAMATIC COMPANY, for the benefit of the ALEXANDRA NATIVE GIRLS' SCHOOL. It has been the fashion of late, among Parsi writers, to borrow the plot and also many of the details of a play or story in English, give Parsi names to the places and characters, and then call it a Parsi Social play or novel, as the case may be. Mr. Ránina, as an experienced "old hand" has not made a similar mistake, for he says distinctly in his preface that although he has presented the piece in Parsi garb, there is nothing whatever, either in the plot or the incidents that is of particular application to his own community, and not to humanity at large. The plot, which is taken from an English book, is very interesting, and the writer has shown much dramatic skill in its development. The piece contains, besides, enough of humour, satire, and music to add to its attraction, and there is no doubt that the reputation of the Company who

are going to perform it, combined with the worthy object for which the performance is to take place, will draw a crowded house at the Alfred Theatre.

[*Bombay Gazette*, 10*th April* 1888.

DRAMATIC PERFORMANCE IN AID OF THE ALEXANDRA SCHOOL.

The Parsee Alfred Dramatic Company gave a performance on Thursday night at the Alfred Theatre in aid of the Alexandra Native Girls' English Institution. The board of directors, who manage the affairs of this excellent institution, intend to extend its operations, and the Alfred Dramatic Company accordingly volunteered their services, by way of contributing their mite in aid of the funds of the institution. The Company produced the play of *Homlo Háu*, especially written for the occasion by Mr. Nánábhái R. Ráninå, the well-known Gujerati lexicographer and play-wright. *Homlo Háu*, who is the principal character of the play, is the veritable personification of an evil spirit given up to chicanery and fraud. He is at once a forger, a perjurer, a destroyer and fabricator of wills, and what not, and his successful career as such is brought to an end by a concatenation of situations which are made to develop in the most interesting manner as the plot is unfolded to the audience. It is, taken as a whole, a delicate sympathetic play, and a charming picture of Indian domestic life. It excels most of the Gujerati plays in elevation of tone and style. The play is interspersed with songs, which are tolerably well composed, but the music thereof connot be said to be sufficiently attractive. *Homlo Háu* played his part well, and was frequently applauded. Sorab, who was a pliant creature in the hand of the incorrigible *Homlo Háu*, took the ups and downs of his life with remarkable composure and courage. The minor parts were also performed in a creditable manner, the acting of Meher being much admired. We understand that the company have realized about fourteen hundred rupees by the performance, which will be handed over to the directors of the school, of whom Mr. C. M. Cursetjee, a Judge of the Small Cause

Art, is the president. The Alfred Company deserve the best thanks of the native public for according their generous support in aid of such a well-managed and useful institution. [*Times of India*, 14*th April* 1888.

---

*A native performance.*

The Alfred Dramatic Company gave a performance on Thursday night at their theatre, opposite the Victoria Terminus, for the benefit of the Alexandra Native Girls' English Institution. The house was full, and the audience consisted of many men of note in native society. The play selected for the occasion was entitled, *Homlo Háu*, written by Mr. Nánábhái R. Rániná, who has long since been known to fame as a Gugerati writer. The plot, which was taken from an English work, was worked out with great skill and ingenuity in the play, and the author had woven into it many details and incidents which are specially applicable to native life. *Homlo Háu* is an unprincipled adventurer, whose business in life it is to become rich by robbing others. He is constantly laying traps and making plots for the ruin of the innocent and the unwary, and his interesting career engages the interest of the audience from beginning to end. In fact, judging from the reception given to the play, *Homlo Háu* bids fair to become a proverbial expression among Parsees as representing unscrupulous and dishonest persons in real life. There was a good deal in the play that was smart and humorous, and the audience was consequently kept in great good humour till the curtain fell, although the piece was rather long. The Company, which performed it, was fully worthy of such a play. It consists of some very good and experienced players among natives, among whom the person who had assumed the *role* of *Edal*, the lieutenant of *Homlo Háu*, is one of the very best, and, perhaps, the most popular as a comic actor. The female characters being assumed by boys, they could not, in the nature of things, be made very interesting. With the exception here and there of a tendency to overact, we may say that the performers did their several parts creditably enough. In

compliance with the prevailing taste of the play-go[ing] public, songs were very freely introduced into the pie[ce]. They were composed by Mr. Bátliválá, a popular musician and most of them were in imitation of European airs. This is an innovation which is regarded with mixed feelings by many lovers of Indian music. Mr. Ráníná is to be congratulated on the success of the performance, and the substantial benefit it will do to a very deserving institution. The sale of the tickets has, it is said, realized something like Rs. 1,400. [*Bombay Gazette*, 14*th April*, 1888.

---

**એલેકઝાંદ્રા સ્કુલના ફાયદા માટે નવો નાટક**—હમે જાણીને ખુશી થયા છીયે કે એલેક્ષાંદ્રા સ્કુલના ખાસ ફાયદા માટે, આલફ્રેડ કંપની, મી૰ રાણીનાની કલમથી લખાયલો એક તદન નવો પારસી સંસારી ખેલ ભજવી બતલાવનાર છે. એ ખેલ આવતે બરેસ્પતવારે ભજવી દેખાડવાની પેહેલાં ગોઠવણ કરવામાં આવી હતી, પણ કેટલીક અડચણોને સબબે, તે બરેસ્પતવાર તા૰ ૧૨ મી એપ્રેલ ઉપર લઈ જવામાં આવ્યોછે. એ ખેલની આવગની કુલ રકમ એલેક્ષાંદ્રા સ્કુલ જેવાં એક અગતનાં ધરમખાતાંમાં આપવામાં આવનાર હોવાથી ઉમેદ છે કે એ ખેલને દીને શોકીન તમાશગીરેથી નાટકશાળા તમામ ચીકાર થઈ જશે. ચવાઇને કુચા થયલા કોઈ જુના ખેલને બદલે, આલફ્રેડ નાટક મંડળીના માલેકોએ, પોતે કેટલાક ભોગમાં જઈ, આ ધરમખાતાં માટે નવોજ ખેલ ભજવવાનું દીલ દેખાડયું છે તેથી એ મંડળીના માલેકોને ખરેખર ઘણી સાબાશી ઘટેછે.

[રાસ્ત ગોફતાર, ૧ લી એપ્રેલ ૧૮૮૮.

---

અત્રેની એલેક્ષાંદ્રા સ્કુલના ખાસ ફાયદા માટે ભજવી દેખાડવા સારૂ મી૰ નાનાભાઈ રૂસ્તમજી રાણીનાએ લખેલો એક નવો પારસી સંસારી ખેલ, આલફ્રેડ નાટક મંડળી, બરેસ્પતવાર તા૰ ૧૨ મી એપ્રેલને દીને, આલફ્રેડ થીએટરમાં કરી દેખાડશે. * * *

[કયસરે હિન્દ, ૧ લી એપ્રેલ ૧૮૮૮.

---

"હોમલો હાઉ" એ આવતા ભૃસ્પતવારને દિને એલેકઝાંદ્રા સ્કુલના ફાયદાને માટે આલફ્રેડ નાટક મંડળીવાળાઓએ કરવાને છપાવેલા ખાસ અને નવા પારસી સંસારી ખેલનું નામ છે. વાંચનાર જાણેછે તેમ એ ખેલ મી૰ નાનાભાઈ રૂસ્તમજી રાણીનાની પ્રસિદ્ધ

મથી લખાયલોછે અને એક લખનાર તથા નાટક કર્તા દાખલની ના• નાનાભાઈની પ્રખ્યાતીજ એ ખેલની ફતેહની એક જામીનગીરી છે. એ ખેલની મતલબ એક માતબર માણસે કેવી રીતે પૈસા પેદા કીધા અને તે પોતાની સઘળી દોલત છતાં સેવટે કેવાં ફેજે પોંહચ્યો તે વિષે ધડો આપવાની છે. એક માણસ પૈસાદાર થયો કે તેનાં પાપ સઘળાં ઢંકાઈ જાયછે અને પૈસા તેના માન અકરામની પાસપોર્ટ થઈ પડછે. તેના પૈસા કેવી રીતે પેદા કીધાછે તે કોઈ જોતું નથી, અને દુનિયામાં એટલા બધા દોલતમંદો તેવીજ રીતે દ્રવ્યવાન થયલા છે કે પેહેલાએ પૈસા કેમ મેળવ્યા તે જાણવાની કોઈ આયશ વટીક કરતું નથી—કાંકે જે એકની એબ તે ધણાઓની એબ છે અને એકની એબ ઉઘાડનારાઓ કદાચ પોતાનીજ એબ ઉઘાડી પાડે એમ છે. તોપણ "હોમલો હાઉ" કેટલાં નિર્દોષિત હકદારોના હક "હાઉ" કરી જઈને તથા કેટલાં પરાયાં જણોના પૈસા "હોઈયાં" કરી જઈને "હાઉ" બન્યોછે તે આ ખેલમાં જણાયછે અને સેવટે તેનાં રેહસેલાં લાયક ગરીબોની હાય તેને નડેછે તથા ફતેહ તેના મારેલાં ગરીબોનીજ છે તેના એક ચિત્ર દાખલ એ ખેલને અમે ગણીયે છીયે. આશા છે કે આવતા ભૃસ્પતવારના નાટકથી એલેકજાંદ્રા સ્કુલના ફંડને એક સારી રકમની મદદ મળશે અને આપણી જાણીતી આલફ્રેડ નાટક મંડળીના આબરૂદાર તથા કસાયલા ખેલાડીઓ એક લાયક ધર્મખાતાંને મદદ આપવાને આ શુભ પરમાર્થ માથે ઉઠાવેછે તેમને શોકીન તમાશગીરોથી ઘટતું ઉતેજન મળશે. [રાસ્ત ગોફતાર, ૮ મી એપ્રેલ ૧૮૮૮.

---

**હોમલો હાઉ**—મી• ન્હાનાભાઈ રૂસ્તમજી રાણીનાની અનુભવી કલમથી લખાયલો મજકુર નામનો ત્રણ અંકી નાટક અમોએ ધ્યાનથી વાંચ્યો છે. આ નાટકની રચના રચનારે અછી સમજથી રચીછે, અને તેના સારાંશપરથી માલમ પડેછે કે જે પેચીદા મતલબથી સાંકળનો સીલસીલો બનાવવામાં આવ્યોછે તે કોઈ અંગ્રેજી મતલબની નકલ હોવી જોઈએ. પ્રવેશ પાત્રોની ગોઠવણ પણ પસંદ કરવા જોગ છે. અમારૂં આચીન મત છે કે મી• ન્હાનાભાઈને હાથથી લખાયલા સરવે નાટકોમાં આ નાટક સરવોતમ તથા શ્રેષ્ટ છે. નામને છાજતુંજ કામ **હોમલો હાઉ** પરથમથી તે સેવટ સુધી બજાવેછે, અને "અતે ધર્મે જય"ની કેહેવત મુજબ આ ખેલનો અંજામ આવેછે. નાયક તથા નાયીકાના ભાગમાં પ્રેમરસ તથા પ્રીતીભાવનો સમાવ ધઈસ્ય તથા સંપીલાપણામાં સાથે કરયોછે તે લાગણીને અછી રીતે ઉસકેરવા સાથે ચાનાક આપનારો છે, તેમજ દુનયાઈ અને સં-

બાબદોપર તથા ચાલુ જમાનામાં ચાલતી ચાલચલણ
ઉપર ચીમકીનો ચટકો પણ છે અને લાગુ પડતો લગાડયોછે.
હાસ્યરસના શોકીનો માટે આ નાટકમાં જે હાસ્યરસનો શીંગાર કરવામાં આવ્યોછે, તે તાણી તોડીને અથવા ચેણચાળાથી હસવાનો નહી, પણ બહુ લાયક રીતે લાયક ભાષામાં આવયોછે, જેથી નાટકની સાદી પણ સુંદર ઝમક, એદલ ભરૂચાની, સુના ભરૂચીની તથા રૂસ્તમજી લીલાંઉવાળાની ચાલુ તથા ભોળી બોલચાલ પરથી જણાયછે કે કરતાએ લખાણમાં, સંસારમાં વપરાતી જબાનની રૂઢી જાળવી રાખ્યા સાથે સંગીનતા તથા સરળતા પરબી બહુ દુરંદેશી વાપરેલી દેખાયછે, જે પહેલો એક વાક્ય, કાઉબ્બાં જ્યારે પોતાની બેહેન મેહરાંને મળેછે ત્યારે હરખનાં આંસુ પડવાથી હોમલો હાઉ તેને ટાણો મારેછે તે વીશેનો ટાંકી બતાવયેછ :— * * * *
* * * * *

બધા ભાગોમાં અગત વીનાનો ભાગ દોલીનો જણાયછે; જો એ ભાગ બાતલ કરવામાં આવયો હતે તો નાટકના સાધણને કશીબી અડચણ થતે નહી એવું જણાયછે. જગે જગે ગાયનોનો શણગાર પણ સુનાશીબ છે અને તે જાણીતા ફીરોઝને હાથે જોડાયલાં છે એટલે બલકતને ખાત્રી આપવાની કશી અગત નથી. મચકુર ખેલ આવતા ભરેસપતવારને દીને એલેકઝાંદ્રા સ્કુલના ફંડ માટે ભજવી બતાવવામાં આવશે એટલા માટે એ ખેલનો ટુક સાર આપેલો વ્યર્થ નહી ગણાશે.
* * * * * *

[કયસરે હિન્દ, ૮ મી એપ્રેલ ૧૮૮૮.

---

**હોમલો હાઉ**—મી૦ નાનાભાઈ રૂસ્તમજી રાણીનાનો નવો પારસી ખેલ "હોમલો હાઉ" આલફરેડ નાટક મંડળીવાળાઓ આજે રાતના, આલફરેડ નાટકશાળામાં એલેક્ષાંદ્રા સ્કુલના ફાયદા માટે, પેહેલીજ વાર ભજવી બતાવનાર છે. આ ખેલ લોકપ્રીય થવો જોઇએ, કારણ કે તે બહુ અચ્છી રીતે લખાયોછે તથા કુટુંબ તમાશગીરોને બહુ પસંદ થઈ પડે એવું તેમાં આમેજ કરવાને મી૦ રાણીનાએ પોતાના અનુભવનો પૂરતો ઉપયોગ કર્યો છે. "એદલ હરીમ" (મી૦ કાવજીબા) નામનો એક ભરૂચો નોકર પોતાની ભરૂચી બાશાથી તમાશગીરોને હસવાનો અસાધારણ ખોરાક આપશે. ટીકીટોના મોટા દર છતાં સંખ્યાબંધ ટીકીટો ખપી ગઇછે. [જામે જમશેદ, ૧૨ મી એપ્રેલ ૧૮૮૮.

---

## શેઠ નાનાભાઈ રાણીનાનો
## "હોમલો હાઉ."

(જામે જમશેદને માટે ખાસ નુકતેચીની જાંહાંગીર બેહેરામજી મરઝબાન.)

ગયા ભરેસ્પતવારે આલફ્રેડ નાટક મંડળીએ એલેકઝાનદરાના ફાયદા માટે, ઉપલાં નામનો જે ખેલ રજુ કર્યો હતો, તેનું વચન કાંઈકે આનાકાનીથી આજ રોજે કરવાનું મેં માથે લીધુંછે. આ આનાકાનીના એક ઉપરાંત વધુ કારણો છે. પેહેલું તો એ કે આ ખેલ ધરમના કામ માટે કરવામાં આવ્યો હતો, માટે તેમાં ઘણી બારીકીથી જોવું એ કદાપી બીન જરૂરનું ગણાય. બીજું તો એ ખેલ મારા મીત્ર મી૦ નાનાભાઈ રાણીનાની કારકીરદી તળે ભજવાયો છે અને વખતે તેનું વીવેચન કરતાં મને એ કલમબાજ ઉસ્તાદ સાથે તકરારમાં ઉતરવું પડે. આ સઘલી અગવડ છતાં હું શેઠ નાનાભાઈ રાણીનાના સવભાવને પીછાનું છું અને મને ખાતરી છે કે એવણના લખાયલા આ ખેલ વીશે એક આપએખતીયાર તમાશાગીર શું ધારેછે તે જાણવાને તેવણ તઈયાર રેહેશે.

મારૂં ખાલેસ મત એવું છે કે ખુદ ખેલ શેઠ નાનાભાઈની રાબેતાની તેજી છટાથી લખાયલો છે, અને કેટલાક 'સીનો' લાંબા છતાં બાશામાં કઉવત અને લખાણમાં મીઠાસ છે, એટલા માટે જો આ ખેલ નીશફળ થયો હોય તો તેના દોશમાંથી લખનારને હમે મુકત કરીયે છઈએ. ખુદ લખાણમાં એકાદ બે ઠેકાણે આબડ ગુચડ જેવું છે ખરૂં. * * * * * *

* * * * *

સારાંશ ખેલનું લખાણ મજબુત, પલાટ સારો, સીનરી ઠીક, આકટીંગ કમજોર, ગાયનો કંગાલ અને ખેલાડીઓના પેહેરવાસમાં દેખાઈતી બેદરકારી, એવું અમારૂં સંક્ષેપમાં બીનસવારથી મત છે.

[જામે જમશેદ, ૧૪ મી એપરેલ ૧૮૮૮.

---

એલેકઝાંદ્રા સ્કુલના ફાયદાને માટે આલફ્રેડ નાટક મંડળીએ કરેલો હોમલો હાઉ નામનો પારસી સંસારી ખેલ તમાશગીર આલ-
... ... ... પરનો લાગાયોછે.

નાનાભાઈ રાણીનાની કલમથી આપેલાં ચિત્રે, ગમત તો આ દુનિયાંએ તે ઉપરથી જે ધડો કહાડવાનો છે, તે ધડાખી રથી લેવામાં આવે તો એ ચાલાક નાટકકર્તાની મેહેનતને જરા મળ્યો એમ કહેવાએ. આલ્ફ્રેડ નાટક મંડળીએ ગ એલેકઝાંદ્રા સ્કુલના ફંડમાં સુમારે રૂ. ૧૪૦૦ નો ઉમેરો ધોછે તેમની એ મેહેનત ભરેલી સખાવતને મોટી શાબાશી

[રાસ્ત ગોફતાર, ૧૫ મી એપ્રેલ

---

**હોમલો હાઉ**—મી૦ નાનાભાઈ રૂસ્તમજી રાણીનાને હા લખાયલો ઉપલાં નામનો ખેલ, બરેસ્પતવાર, તા૦ ૧૨ મીની રાતે આલફ્રેડ નાટક મંડળીએ ભજવી બતાવ્યો હતો. તમાશગીરોની ઠઠ મી૦ રાણીનાની કારકીરદીને જેબ આપવાની ગવાહી માટે પુરતી હતી અને તેમાં મી૦ જમશેદજી ખરશેદજી કામાની અથાગ મેહેનતનો ઠીક બદલો મળેલો જણાતો હતો. ખેલ સામટી રીતે લેતાં ઠીક ભજવી બતાવવામાં આવ્યો હતો, તેમજ દેખાવો પાછળખી સારૂં ધ્યાન આપવામાં આવ્યું હતું; મુખ્ય કરી છેલો દેખાવ તારીફ લાયક હતો; જગે જગે લખાણની ઝમક તમાશગીરોની ટાળીઓથી તથા ઈતેજારી સાથની રસુજથી સાફ જણાઈ આવતી હતી. ખેલાડીઓએ પણ ઉલટ બતાવી હતી. અમારા ધારવા મુજબ જો પાત્રોમાં તથા "ગેટ અપ' કરવામાં થોડાક ફેરફાર કરવામાં આવ્યો હતે તો ખેલને જે રોનક મળીછે તેથી વધુ મળતે. * * * *

* * * * *

ખેલમાં મુકેલાં ગાયનો મી૦ ફીરોઝની કલમથી જોડાયલાં હતાં, અને તેની ભાષા સાંભળનારાંઓને સ્પષ્ટ સમજાતી હતી. વળી અમારા વીચાર પ્રમાણે ઘણી ખરી "રાહ" પણ હવડાંના "ટેસ્ટ"ને અનુસરતી હતી. ટુકમાં આ ખેલમાં સરવે બાબદપર અચ્છું ધ્યાન આપવામાં આવ્યુંછે, એટલું ખાતરીથી કહી શકાયછે. એ રાતના ખેલની કુલે આવક રૂ. ૧૪૦૦ ઉપરની થયલી જણાયછે અને એવી રીતે એક જાણીતી સ્કુલને મદદ કરવા માટે આલફ્રેડ મંડળીના માલેકોએ જે દુલ્લાપણું બતાવ્યું છે તે ઘણું માનપુરવક છે, માટે તેઓને આ કામના બદલામાં પ્રજાએ ઘટતો આશરો આપવો ઘટેછે.

[કયસરે હિન્દ, ૧૫ મી એપ્રેલ ૧૮૮૮.